# પુષ્પહાર.



પ્રયોજક:- ચંપકલાલ ગિરધરલાલ જરીવાલા સુરત.
વાર્ષિક મુલ્ય રૂ. ૧-૧૩-૦ રોયલ એડીશન ૨-૫-૦ (પોષ્ટેજ સાથે)

૭૯૪

# પુષ્પહાર.

પ્રથમ જુલાઇ ૧૯૧૮. પુષ્પ.

## ક્યાં શોધું ?

પ્રભુ તને ! ક્યાં શોધું ? ક્યાં શોધું ?

ઘટઘટમાં વ્યાપ્યા છો સ્વામી આપ અમારા અંતર જામી
અકળીકળા ન કળાય તમારી મૂર્તિ મનોહર શ્રી મુરારી,
વંદન મુરલીધારી—

ચંદ્ર અને સુરજ પ્રગટાવ્યા જ્યોતિ સ્વરૂપે વિશ્વે વ્યાપ્યા
જગ–જનના સહુ તાપ શમાવ્યા તિમીર ભૂમંડળના કાપ્યા,
વંદન જ્યોતિ સ્વરૂપ—

મૃગનાભિમાં રહી કસ્તુરી વિશ્વમોહિની વાસ મધુરી
પણ પામર નવ સમજે પુરી શોધે નાહક વન :વન અથડી—

તેમજ—

અમ અંતરમાં વાસ તમારો તમ વીણુ જડ છે દેહ અમારો
પણ અજ્ઞાન તિમિર અતિ વ્યાપ્યું તેથી ન આપે દર્શન આપ્યું
વંદન આત્મ સ્વરૂપ—

બેગમપુરા. }
સુરત. }

ચંપકલાલ જી. જરીવાલા.

# જ્ઞાન-દશા.

ફળની પ્રાપ્તિ હેતુ જ્યારે ભૂ-પર કૈં કર્તવ્ય નહીં,
અભિલાષાથી રમ્ય વસ્તુ જ્યારે હોય કૈં સ્મર્તવ્ય નહીં,
રત્નજડિત પ્રાસાદ અને લઘુ પર્ણકુટીમાં ભેદ નહીં,
નહિ રહેવાનું રહેવાથી પણ મન-માંહે નિર્વેદ નહીં. ૧
પ્રિય પદાર્થ પર પ્રેમ અને અપ્રિયતા-પર ક્રોધ નહીં;
દુર્જન-અપકારીથી પણ લેવો હોય કૈં પ્રતિશોધ નહીં;
મનોપાધી દુર ન કરતા ત્યાં હોય ઉજ્જવળ બોધ કંઇ ?
આત્માને અતિરિક્ત કોઈ પર કરવો કૈં અનુરોધ નહીં; ૨
રસનાને જ્યાં સમ લાગે છે મિષ્ટ અને કટુ ।।-મય લિમ્બ,
સ્વચ્છ બિમ્બ વ્યક્તિમાં દીસે જ્યાં નહિ મલિનતા પ્રતિ બિમ્બ,
વિષમ-ભૂમિપર જ્યાં નવ વે'તી સ્વચ્છપણે જીવન ધારા,
આત્મા જ્યારે અવગત થાયે અંતઃસ્થિત સહુથી ન્યારા, ૩
સતત્ વર્ષા વર્ષિ રહેતી જ્યાં વર્ષાની ઘન ઘોર ઘટા,
તેમ ઇન્દુનાં પણ જ્યોતિ-કિરણો શરદ્ નિશાની સ્વચ્છ છટા;
કોકિલ-શબ્દો અને અમંગળ કાક-વૃન્દના કર્કશનાદ,
શ્રુતિ-પથમાં જ્યારે નવ થાતો સ્વલ્પ કૈં પણ હર્ષ-વિષાદ, ૪
ગ્રીષ્મનો અતિ તાપ ઉગ્ર શિશિર નિશાનો નિબિડ-તુષાર,
સહન કરતાં મનમાં નવ આવે ઉષ્ણ શીતનો;લેશ વિચાર;
જીવન-મુક્ત તો અવતાર આવે અનુભવે હર્ષ થકી ફરતા,
શાસ્ત્ર-મર્મ્મ-વેત્તા વિદ્વજન "જ્ઞાન દશા" તેને વદતા. ૫

ધુલીઆ-ખાનદેશ. } સ્નેહયોગી.

# સાંભળ સાહેલી!

(૧)

આશાના અમીમય આંગણે, આવ્યા અલબેલો આજ;
સાંભળ સાહેલી.

(૨)

ઉર–સાગર મીઠો ઉછળ્યો, સંભાળ્યા સઘળા સાજ;
સાંભળ સાહેલી.

(૩)

નેહે મેં નીરખ્યા નાથને, નચવ્યા નાવલિયે નેણ,
સાંભળ સાહેલી.

(૪)

"માન મેલી ભેટો માનિની." વ્હાલીડે કીધાં વેણ,
સાંભળ સાહેલી.

(૫)

ભાવે વ્હાલમને ભેટતાં, વહેનાં ભાળ્યા પ્રીતિવ્હેણ,
સાંભળ સાહેલી.

(૬)

ગાઢા ગુંથણુ કર ગુંથતાં, સંસાર થયો સુખદેણ,
સાંભળ સાહેલી.

આહુજીત મહાશય. મર્મવિદ્

# ફકીરી. ?

## જયન્ત, ઓઝા બી. એ.

( ગઝલકવાલી. )

મઝા જેવી ફકીરીમાં, નહીં તેવી અમીરીમાં;
બન્યા સર્દાર તેથી શું, કર્યાં છે શા તમે કામો ?
લઇ છુરી ગરીબોનાં, ગળાંઓ જે તમે કાપ્યાં
પછીતો 'નાઈટ' બનવાને, ઘણુંયે ડીનરો આપ્યાં.
તમે મોટર મહીં માણો, ગરીબો ભૂખથી મરતાં,
તથાપિ ના દયા આવી ! તમારાં આંસુના ઝરતાં !
તમે 'લીડર' બની મ્હોટા, તમારો સ્વાર્થ છે સાધ્યો,
વધ્યો પૈસો અને સાથે, તમારો લોભ પણ વાધ્યો.
કહો, આવી અમીરીથી, ફકીરી હાલ શો ખોટો ?
ફકીરી હાથમાં માળા, નથી રૂમાલ કે ઓટો.
દુનીયાના વિલાસોમા, તમે તો છે મઝામાની,
ખુદાનું નામ જપવામાં, ફકીરોએ મઝા માની.
વિલાસો ભોગવો ત્હોયે, તમારી તૃપ્ત નહીં થાતી,
વસે જ્યાં ભોગના ત્યાગી, સદાયે શાન્તિ ત્યાં જાતી.

# " જય ભારત " *

જય, જય, ભારતભૂમિ વિજયિની
　　　　જય, જય, જય, જય, વીર પ્રસવિની.　　ટેક.
જય રઘુ હરિશ્ચન્દ્રની માતા
　　જય જગની સુખશાંતિ વિધાતા;
અર્જુન સાત્યકિ જન્મ પ્રદાતા
　　　　જય હરિની નવનાભિ કમલિની.　　જય.
ત્હેં ભીમ ભીષ્મ ઉપજાવ્યા
　　　　દ્રોણ કર્ણ હળધર પ્રગટાવ્યા;
ત્હારી રક્ષાએ પ્રભુ આવ્યા
　　　　જય, જય, જય, શ્રીકૃષ્ણ પ્રસવિની.　　જય.
જય હો, ખલ ખરદૂષણ નાશિની
　　　　હિરણ્યાક્ષ સમ દુષ્ટ વિનાશિની;
જય, જય કુરવૃંદની ત્રાસિની
　　　　જય કમલા રણ-કમલ વિહરિણી.　　જય.
જય, જય, મહાવીરની માતા
　　　　બળી સુગ્રીવ જન્મની દાતા;
જય સમુદ્ર પર સેતુ કારિણી
　　　　જય અગણિત નરવીરની જનની.　　જય.
જય રણ-કર્કશ વિશ્વ વિધાતા
　　　　જય શ્રીરામચંદ્રની માતા
શંકર બુદ્ધની જન્મ પ્રદાતા
　　　　માતૃભુમિ જય ખલ બળ દલિની;　　જય

"નવલકિશોર"

* હિન્દીને આધારે.

# સફળ મરણ.

—∞)(:૦:)(∞—

જયન્ત ઓઝા, બી. એ.

આવ, આવ પાસે, દૂરે શું તું ન્હાસે,
બિછાવી રાખ્યું છે, હૃદય-આસન !
ચરણની ધુળિ, મૂક માથે વળી,
આજ અભાગીનું કેવું સુખમરણ !......આવ, આવ પાસે
આવ પ્રાણ સાથી, આજ શેષ રાત્રી
ઠીક કરી આજ કરૂં દરશન......આવ, આવ પાસે
જીવનનાથ ! પૂરશો આશ ?
દાસ ત્હારો ચાહે તવ પદ શરણ;
પદે માથું રાખૂં, પદધુળિ ચાટું
સફળ જનમ આજ, સફળ મરણ *......આવ, આવ પાસે.

* રજનિકાન્ત સેનના બંગાળી ભજન ઉપરથી.

# અહો ક્યારે !

( ગઝલ )

પરમ સુભાગ્યની ખીલી કળી મળશે અહો ક્યારે ?
હૃદય આનન્દ રસ ધારી દ્રવીશું પ્રેમથી ક્યારે ?

સકળ જન શાન્તિના પાઠો પઢીશું પ્રેમથી ક્યારે ?
ફરી સુખ-સિન્ધુમાં સર્વે રમીશું રંગમાં ક્યારે ?

સુખદ વિદ્યા તણા રાગી,
સુભાગી ભાગ્યના ભાગી;

વિરાગી કામ ક્રોધીના થઇ જગ મ્હાલશું ક્યારે ?

અહંતાથી છુટેલાને,
સરળ ચિત્તના સુયોગીને,

ભૂધર ભક્તિના ભોગીને મળીશું ભાવથી ક્યારે?

નીતિ રીતિ નીલમ પારા,
તણી કંઠે ધરી માળા;

જવા ધારી પ્રીતિ શાળા સવેગે ઉડીશું ક્યારે ?

ભણી સૌ પ્રેમના મંત્રો,
રંગી સૌ ઉરના યંત્રો;

ખરે સંસારી સૌ મિત્રો હૃદયથી પેખીશું ક્યારે ?

હૃદય સમભાવથી રંગી,
ક્ષમાદિ ગુણના સંગી;

થઇ સંસારના જંગો અજબ સૌ જીતશું ક્યારે ?

જીવન-સુધા તણી પ્યાલી,
પીવા પહેલા બીજે પાવી;

અહો ! એ ધન્ય છે એવું હસી ઉચ્ચારીશું ક્યારે ?

હળવદ. } માણેકલાલ મહાદેવ વોરા.

# વિનોદકુંજ.

( લખનાર:—ધીરજ બરવાળા. )

બે જણા નાવમાં બેઠા હતા. અચાનક તોફાન થયું. એક જણ બોલ્યો—'અરે, યાર! કદાચ નાવ ડુબે નહિ!'

બીજાએ જવાબ આપ્યો—'ડુબવા દ્યો, સાબાએ બમણું ભાડુ લીધું છે.!

   

માલીકે ધોબીને કહ્યું—'તું આ વખતે ધોતીઆના બે કકડા કરી લાવ્યો છે.'

'પણ સાહેબ! ધોવરામણ તો બેનું નથી માગતો!'

   

ખરિદનાર—'જુઓ, તમે જે પૈસાનું દુધ આપ્યું હતું તેમાં એક માખી નીકળી.'

વેચનાર—'ત્યારે શું એક પૈસાના દુધમાં હાથી નીકળે?!'

   

આ જુઓ, તમે તે દીવસે જે અમારો ફોટો લીધો હતો, તે તદ્દન નકામો થઈ ગયો છે.

થયું શું છે તેમાં?

શું થયું છે ? મારી સ્ત્રીનો ચહેરો તદન માંકડા સરખો દેખાય છે.

તેમાં હું શું કરૂં ? એ વિચાર તમારે લગ્ન પહેલાંજ કરવો જોઇતો હતો.!!

   

કવિ—'આપના માસીકમાં આવતા 'કાવ્યકુંઝ'માં વિહાર કરવાને માટે મુખ્ય કઈ સામગ્રી જોઇએ ?'

તંત્રી—'પોષ્ટની ટિકિટો!'

   

શિક્ષક—અરે, મગન! તારા બાપની દુકાને આવીને ઘરાકે પાંચ શેર સાકર માંગી; પણ દુકાનમાં માત્ર ત્રણ શેર સાકરજ હોય તો તારા બાપને બીજાની દુકાનમાંથી કેટલી સાકર લાવી આપવી પડે ?

મગન—મુદલ નહિ, માસ્તર! કાંટાને આંગળી લગાડી બાપા ત્રણ શેરનીજ પાંચશેર સાકર કરી દેખાડે,!:

   

વર્તમાન પત્રનો એડિટર—અમે લેખકોને કાંઇ બદલો આપતા નથી!

લેખક—આપના પત્રમાં પ્રસિદ્ધ થતા લેખો ઉપરથી એ જણાઈ આવે છે ખરૂં પણ હવે એ બાબતમાં સુધારો કરવો જોઇએ,



# હું બોલું, કે એ બોલાવશે?

રાત્રિ હતી. વસન્ત ઋતુનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. વૃક્ષોએ નૂતન પલ્લવો ધારણ કરેલાં હતાં. સરિતા મન્દ ગતિથી સાગર સ્વામીને મળવા જતી હતી. સ્વામીને મળવા તેનું દિલ અત્યુત્સુક હતું પણ હદ ઉપરાંતના હર્ષને લીધે તેના ચરણો જલ્દી ઉપડી શકતા નહોતા. આકાશ સ્વચ્છ હતું. જેમ ગોપાંગનાઓના સમુદાયમાં શ્રી કૃષ્ણજી શોભે, તેમ સકળ ઉડુગણના વૃન્દમાં નિશાનાથ શશીરાજ શોભી રહ્યા હતા; અને કામી જનોન્માદક શીતળ કિરણો વેરી રહ્યા હતા. ચાન્દનીના ધવલ પ્રકાશથી સરિતાનો વારી પ્રવાહ પણ બરફ જેવો શ્વેત જણાતો હતો. જળમાંનાં કમળો શરીરમાંની નાભી કમળ પ્રમાણે શોભા આપતાં હતાં. કમળ પુષ્પો અત્યારે વિકસેલાં નહોતાં, કિન્તુ પ્રીતિવશ ભ્રમરો તેમાં કેદ પુરાયલા હોવાથી આમ તેમ ડોલા ખાતાં હતાં. રાત્રિ શાન્ત હતી. ફક્ત નદીના જળ પ્રવાહનો થતો ખળખળ નાદ શાન્ત રાત્રિની શાન્તીમાં વિક્ષેપ પાડતો હતો. નદીના તટ નિકટજ એક નૌત્તમ ઉદ્યાન આવેલું હતું. તેમાંનાં પુષ્પોનો સુગન્ધી પરાગ સર્વત્ર પ્રસરી રહ્યો હતો. શરદ પૂર્ણિમાની રાત્રિએ ઉદધિમાં પડતાં મેઘ બિન્દુઓથી જેમ મૌક્તિકની ઉત્પત્તિ થાય છે; તેમ અત્યારે સુન્દર સુમનો પર પડતાં ઝાકળ

બિન્દુઓ પણ મૌક્તિક સમાનજ દ્રષ્ટિગોચર થાય છે. પુષ્પોની સૌગન્ધ્ય સાથે મિશ્રિત થતો શીતળ અનિલ શરીરમાં શીતળતાનો સંચાર કરતો હતો અને પુષ્પ સુગન્ધિથી નાસિકા પણ તૃપ્ત થતી હતી. સમગ્ર જગત્ અલ્પ સમયને માટે આ નાશવંત જગતની સકળ ચિન્તાને પરહરી નિંદ્રાનો આસ્વાદ લેતું હતું. આ વખતે ફક્ત પુષ્પો ધાનના વિશાળ બંગલાના એક ઓરડામાં એક યુવાન જાગ્રત હતો, અને કુલગુરૂ કવિવર કાલિદાસ પ્રણિત શૃંગારરસથી છલાછલ ઉભરાતો ' મેઘદૂત ' વાંચતો હતો. યુવાન પલંગ પર સુતાં સુતાં વાંચતો હતો. પલંગની નજદીક એક ન્હાનું ટેબલ હતું અને તેના ઉપરની ચાંદીની રકાબીમાંનાં મોગરાનાં પુષ્પો પોતાની સુગન્ધિ આખા ઓરડામાં ફેલાવી રહ્યાં હતાં. ઓરડાના મધ્ય ભાગે એક રાઉન્ડ ટેબલ ગોઠવેલું હતું અને તેની આજુ બાજુ બે ચાર વેત્રાસનો પડેલાં હતાં. અને દિવાલો સુપ્રસિદ્ધ ચિત્રકાર રવીવર્માના તિલોત્તમા, દેવી દમયંતી, મોહિની, રાધા કૃષ્ણ દુષ્યન્ત્ શકુન્તલા, વીગેરેના ફોટાઓ ટાંગેલા હતા. તેના ઉપર પડતા રોશનીના પ્રકાશથી જાણે સર્વ દેવ દેવીઓ અત્યારેજ વૈકુણ્ઠમાંથી ઉતરી આવ્યા હોય, અને યુવાનને કંઇ શુભાશીષ આપતા હોય એમ જણાતું હતું. બારીએથી આવતો શીતળ વાયુ યુવાનના પહેરેલા મલમલના પહેરણમાંથી પ્રવેશી તેનાં અંગને શીતળ કરતો હતો. યુવાન વાંચનમાંજ તલ્લીન થઇ રહયો હતો.

ઓરડામાં સઘળે શાંતીનું સામ્રાજ્ય હતું. ફકત વખત દર્શાવનાર ઘટીકાયંત્રમાંનો કટ કટ થતો અવાજજ કર્ણગોચર થતો હતો. એટલામાં યૌવનને આંગણે ઉભેલી, ગજગતિથી ચાલતી એક યુવતિએ તે ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે શુભ્રવર્ણની રેશમી સાડી તથા ઢાકાની

મલમલની ફેશનેબલ ચોળી પરિધાન કરેલાં હતાં. કદળીગર્ભ સમાન ડોકમાં ફકત મૌક્તિકનો કણ્ઠો પહેરેલો હતો, અને હસ્તમાં સફેદ દુધ જેવી ગજદંતની બંગડીઓ પહેરેલી હતી. યુવતિ ધીમે પગલે યુવાન ન જાણે એવી રીતે ટેબલપર એક હસ્ત ટેકવી બીજો કટીએ દઈ જમણા ચર્ણની ડાબા ચર્ણ સાથે આંટી મારી ઉભી રહી. યુવતિ ત્યાં ઉભી હતી પણ તેનાં હૃદયનું યુવાનનાં હૃદય સાથે સમ્મિલન થયેલું હતું. યુવાન તો મેઘદૂતનાં શંગારમય કાવ્યોમાંના વ્હેતા રસથી તરબોળ થઈ રહયો હતો. યુવાનને વાંચન શીવાય અન્ય કાંઇ ભાનજ નહોતું. યૌવન સમ્પન્ન યુવતિનાં અંગપર રોશનીના પડતા પ્રકાશથી તે વિદ્યુતલત્તાસમ ચમકતી હતી. તેનાં ચપળ ચક્ષુની કટાક્ષમય દ્રષ્ટિ યુવાનનાં નયનો તરફ હતી; પણ યુવાનની દ્રષ્ટિ તો હજી પુસ્તક-માંજ હતી.

તે લલિત લલનાએ આશરે પન્દરેક મિનિટ ઉભી ઉભી સ્વામીની ચેષ્ટાનું અવલોકન કર્યું. તેનાં કોમળ ચર્ણો દુખી આવ્યા છતાં પણ તે બોલતી કિંવા હાલતી નહોતી; ફકત દેવાલયમાં સ્થાપિત કરેલી પાષાણ પ્રતિમા પ્રમાણે ઉભી ઉભી પતિના મુખ મંડળનું અલૌકિક અવલોકન કરતી હતી. પન્દર મિનિટમાં કેટલાએ વિચારો સ્ફુર્યા અને જતા રહ્યા. હૃદય છલકાયું, પતિને બોલાવવા દિલ ઉત્સુક થયું, પણ તેને રોકયું. એટલામાં ટેબલપર મુકેલા હસ્તની ઉંચે ચઢાવેલી બંગડી ઓ પ્રસ્વેદના સ્પર્ષથી નીચે ઉતરી પડી. અને ટેબલ સાથે અથડાઈ. યુવાનને પુસ્તકનું પાનું ફેરવવાનો પણ સમય થયો હતો અને બંગડીનો અવાજ પણ થયો. અવાજ કાને અથડા-તાંજ યુવાનનાં નયનો અવાજ તરફ ગયાં. યુવાન આશ્ચર્યમાં

ગરકાવ થયો. હ્રદયે હ્રદય મળયાં—જોડાયાં. નયનો વાર્તાલાપ કરવા લાગ્યાં પણ બન્નેનાં મુખકમળ તો સૂર્ય નારાયણ અસ્ત થઇ ગયેલા હોવાથી વિકસતાંજ નહોતાં—બંધજ રહ્યાં હતાં. બન્ને આત્માઓ આનન્દ રસનાં-પ્રેમ રસનાં ઝરણુમાં સ્નાન કરવા લાગ્યા. યુવાનનાં નયનો તે સુંદર રમણી તરફથી પાછાં ફર્યાં અને પુસ્તકમાં ચોંટયાં. યુવતિનાં નયનો દુષ્યન્ત—શકુંતલાના ફોટા તરફ વળ્યાં અને પૂર્વે થઈ ગયેલાં યુગ્મોનાં સુચારિત્ર્ય માટે મનમાં વિચાર કરવા લાગી—તેઓને પૂજ્ય ભાવથી નિરખવા લાગી—નમન કરવા લાગી.

તે યુગ્મનાં નયનોએ અને હ્રદયોએ તો કયારનીએ ફરજ બજાવી હતી, કિન્તુ બન્નેનાં મુખ જાણે જન્મથી મૂગાં હોય તેની માફક કંઇ પણ કામ કરતાં નહોતાં. યુવાનની દ્રષ્ટિ પુસ્તકમાં હતી અને હ્રદય અન્ય જગ્યાએ હતું. યુવતિના ચપળ ચક્ષુઓ ચિત્રકારની ચિત્રકળામાં તન્મય થઇ રહ્યાં હતાં—એક દ્રષ્ટિથી તેને જોઇ રહ્યાં હતાં. પણ ક્ષણે ક્ષણે યુવાન તરફ એકેક કટાક્ષ ફેંકતાં હતાં. ચારે ચક્ષુઓ એકત્ર થતાં કે યુવતિનાં ચક્ષુઓ ચપલાની માફક ત્યાંથી ખસી જતાં. યુવતિ ત્યાંની ત્યાંજ સ્તંભિત વદને ઉભી હતી. યુવાન તો એક પુસ્તક લે, તેનાં પાના આમ તેમ ફેરવે, અને મૂકી દે. વળી બીજું લે, એમ કેટલાંએ પુસ્તકો લીધાં, અને મૂકયાં, પણ એકકે પુસ્તકમાં હ્રદય ચોંટયું નહીં.

આખરે યુવાન હાર્યો અને યુવતિ જીતી.

"કેમ તમે તો કોઇ દેદિપ્યમાન દેવીની પાષાણ પ્રતિમા પ્રમાણે સ્તબ્ધ થઈ ઉભાં રહ્યાં છો ?" યુવકે પ્રેમાર્દ્ર સ્વરે પ્રશ્ન કર્યું.

"હું તો પાષણ પ્રતિમા એટલે શા રીતે બોલી શકું ? પણ આપ ચૈતન્યમય દેવ છો છતાં અત્યાર સુધી શા માટે ન બોલ્યા ?"

યુવતિએ રૂપાની ઘંટડી જેવા સ્વરથી ટેબલ નજદીકથીજ પ્રત્યુત્તર આપ્યું.

"પાષાણ પ્રતિમામાં પણ કોઇ કોઇ વખત ચૈતન્ય આવે છે અને તે બોલે છે; તો ચૈતન્યમય દેવ તમારી સમક્ષ છતાં શુ તમારામાં ચૈતન્ય ન આવ્યું ? કે તમે ન બોલ્યાં ?" એમ કહી યુવાને ત્યાંથી ઉઠી હંસની ગ્રીવા માફક ડેલની તે યુવતિની ગ્રીવાએ બન્ને હસ્તો વીંટાળ્યા.

"પ્રાણોત્તમ વ્હાલા! તમોએ અત્યાર સુધી મને શા માટે ન બોલાવી?" યુવતિએ પુનઃ રૂપાની ઘંટડી વગાડી.

"એ તો જાણે કે ખરૂં; પણ તમોએ અત્યાર સુધી મને શા માટે ન બોલાવ્યો? યુવાને પ્રશ્ન ઉડાવી પ્રશ્ન કર્યું.

"હું જાણું કે તમો મને બોલાવશો." યુવતિએ ઉત્તર આપ્યું.

"ત્યારે અત્યાર સુધી હુંયે એજ સંકલ્પ વિકલ્પ કર્યા કરતો હતો કે "હું બોલું કે એ બોલાવશે?" યુવાને બેદ ભાગતાં કહ્યું.

બંગલાની બહાર સરિતાનો જળ પ્રવાહ વહી રહ્યો છે, અને અન્દર સ્નેહામૃતનો સુમધુર રસ ઝરી રહ્યો છે.

સૂર્ય—સુતા—તટ—નિકટ અડત્રા } અંબેલાલ સવરામભાઇ દેશાઇ.

# અપૂર્વ આત્મત્યાગ.

( એક ઐતિહાસિક વાર્તા. )

હિંદુસ્થાનમાં ઔરંગઝેબનું રાજ્ય હતું. તમામ હિન્દુ પ્રજા તેની કઠોરતાથી થરથર કંપી રહી હતી. કેટલાક હિન્દુઓએ તેની આધીનતાનો સ્વીકાર કરી લીધો હતો. માત્ર કેટલાક અભિમાની પુરૂષો એવા હતા કે જેઓ બાદશાહને માથું નમાવવામાં પાપ સમજતા હતા. તેઓ તેને પરધર્મી દેશ શત્રુ, દગાબાજ, વિશ્વાસઘાતી વગેરે વિશેષણો આપતા હતા.

રૂપનગરની રાજકન્યા ચંચળકુમારીની સુંદરતા એ સમયમાં ચારે તરફ ફેલાઇ રહી હતી. પ્રત્યેક મનુષ્યના ચિત્તને ચંચળ કુમારીનું નામ ચંચળ બનાવી દેતું હતું. ઔરંગઝેબ પણ તેની સુંદરતાથી અજ્ઞાત નહોતો તેની ઇચ્છા એવી હતી કે લાખો કરોડો સૈનિકોનું લોહી રેડાયા વિના રાજીખુશીથી તે પોતાની સાથે વિવાહ કરે તો સારૂં; પણ તેની તે ઇચ્છા નિષ્ફળ ગઇ. તેણે ચંચળ કુમારીના પિતાને લખી મોકલ્યું કે હું તમારી કન્યા સાથે વિવાહ કરવા આવું છું. તૈયાર રહેજો.

રૂપનગર એક નહાની જાગીર હતી. તેના રાજાની એટલી હિંમત ન હોતી કે તે ઔરંગઝેબની સામે ઉભો રહે. વળી તે એમ પણ નહોતો ઇચ્છતો કે પોતાની કન્યા બાદશાહની બેગમ બને. તેણે

ચંચળને કહ્યું–પુત્રી! બાદશાહનો પત્ર આવ્યો છે. તેને શું જવાબ આપવો? ચંચળના ગુસ્સાથી ગાલ ફૂલ્યા પડી ગયા. તેની આંખો અંગારા પ્રમાણે ચમકવા લાગી.

ઔરંગજેબને ધીક્કારવામાં ઉદયપુરનો રાણો રાજસિંહ મુખ્ય હતો. તેની કીર્તિ ચારે તરફ ફેલાઇ રહી હતી દરેક હિન્દુ અત્યંત પ્રીતિ અને ભક્તિથી તેનું નામ લેતો હતો. રાજસિંહ એ વખત તમામ મેવાડના મુકુટ રૂપ હતો.

ચંચળ કુમારીએ પણ રાજસિંહનું નામ સાંભળ્યું હતું. તેના યશને તે જાણતી હતી. તે મનમાં વિચાર કરવા લાગી "હાય! હું શું કરૂં? જે મુસલમાનોનો હું હમેશાં તિરસ્કાર કરતી આવી છું. જેનું મુખ જોવામાં પણ હું પાપ સમજું છું તેની સાથે શું મારો વિવાહ થશે? શું મને લોકો બેગમ કહેશે? હે ભગવાન! હું શું કરૂં?" આખરે તેણે લાંબો વિચાર કરીને રાણાને એક ચિઠ્ઠી લખી:-

**વીરવર!** ઓળખાણ વિના હું આપને શું કહીને લખું? હું રૂપનગરની રાજકુમારી છું. મને એ કહેતાં શરમ આવે છે કે મેં મારૂં શરીર આપને સોંપી દીધું છે. તેની રક્ષા આપના હાથમાં છે. હું જાણું છું કે આપનો રાણિવાસ ભરપૂર છે. પરંતુ મારૂં હૃદય પ્રતિજ્ઞા કરી ચૂક્યું છે. મને આશા છે કે આપ આપના રાણિવાસમાં આ દાસીને સ્થાન આપશો. મહારાજ! કેટલાક દિવસ પછી ઔરંગજેબ મારી સાથે વિવાહ કરવા આવશે. તેની સેના આવતા પહેલાં આપે મને લઈ જવી જોઇએ. હું આપને શરણે છું. આપજ કહો કે હું ક્ષત્રિયની પુત્રી થઇને દેશના એક શત્રુને પ્રિયતમ

# વિશ્વ મધુવનમાં મુરલીધર









મધુવન માંહી મોહન મોરલી મધુર વગાડી
કરી ઘેલા ગોપીઓને જ્યોતિ અજબ જગાડી.
સ્થંભી ગયો સમીરને યમુનાના નીર સ્થંભ્યા
સ્થંભ્યું આ વિશ્વ સઘળું જડ કર્યું શું મોહન ?

વિશ્વવિહારી.

કહીને શી રીતે બોલાવું ? આપ જલ્દી આવો, નહિ તો એક કન્યાની આત્મ હત્યાનું પાપ આપને શીરે ચોંટશે! આપ હિન્દુઓના મણિ છો. ક્ષત્રિય કુળભૂષણ છો. એક શરણે આવેલી બાલિકાની લાજ રાખો. બાદશાહને આવવામાં હવે સાત દિવસ બાકી છે. હું આપના આવવાનો માર્ગ ૭ દિવસ જોઇશ. જો આપ ત્યાં સુધીમાં નહિ આવો તો હું ત્યાં ચાલી જઇશ કે જ્યાં મને તે જાલિમ તરફથી કાંઇપણ હરકત નહોય. છેવટે મારી એટલીજ પ્રાર્થના છે કે એ ક્રૂર-નિર્દય યવનરાજથી મારી પવિત્રતાનું રક્ષણ થાય.

—આપની દાસી

**ચંચળકુમારી.**

૨

રાણા રાજસિંહની સભા આજ ખીચોખીચ ભરેલી છે. જરા પણ જગ્યા ખાલી નથી. સર્વના ચહેરા અભિમાનથી પૂર્ણ છે શૂરતાથી ભરેલા છે. એક અબળા તરફ જુલમ થતો કોણ સહન કરી શકે ? સભાસદોએ તેમજ પ્રધાનોએ એજ મત આપ્યો કે ચંચળ કુમારીની રક્ષા અવશ્ય કરવી જોઇએ. તેની આબરૂ અવશ્ય બચાવવી જોઇએ. રાણા રાજસિંહે કહ્યું–"મારી પચાસ હજાર સેના લઇને રસ્તામાં ઔરંગઝેબને ચાર દિવસ સુધી રોકી શકે એટલી કોનામાં હિંમત છે ? કોણ એટલો વીર છે ? બોલો. કેવળ સલાહ આપવાથી કામ ચાલી શકશે નહીં" સભા એકદમ શાંત થઇ ગઇ. સહુ વીરોનાં માથાં નીચાં પડી ગયાં. સર્વ એક બીજાના મોઢા સામે જોવા લાગ્યા. રાણાને અત્યંત દુઃખ થયું. તે કહેવા લાગ્યો–" જયારે બાપ્પા રાવળના પવિત્ર વંશજોમાં એટલી શકિત નથી કે તે એક બાલિકાનો ઉદ્ધાર

કરી શકે ત્યારે તો પછી થઈ રહ્યું ! તેનું ક્ષત્રિયપણું, વીરપણું અને મનુષ્યપણું તેમના પૂર્વજોના લોહીની ધારા સાથે ચાલ્યું ગયું. હવે તેમનામાંથી કોઇએ 'ક્ષત્રિય હોવાનું, પ્રતાપસિંહના સંતાન હોવાનુ, બાપ્પારાવળના રક્તથી રજપૂતાનામાં પેદા થવાનું અભિમાન ન કરવું જોઇએ."

સર્વ મનુષ્યોએ માથાં ઝુકાવ્યાં હતાં, પણ તેમાં એક એવો પણ યુવક હતો કે જેની આંખ રાણાની તરફ ચોંટી રહી હતી. તેનાં નેત્રોમાંથી ચિનગારી નીકળી રહી હતી. તેનો ચહેરો લાલ થઈ ગયો હતો. અને શરીર અભિમાનથી ફુલી ગયું હતું. તે અઢાર વર્ષનો જુવાન સર્વનો સરદાર હતો. થોડીવાર પછી તે બોલ્યો. "જ્યાંસુધી ચંદાવતની ભુજાઓમાં-હાથમાં શક્તિ છે, જ્યાંસુધી તેના શરીરમાં લોહી છે. જ્યાંસુધી તેનામાં દમ છે; ત્યાંસુધી મુસલમાન સેનાનો એક પણ માણસ રૂપનગર જઈ શકશે નહીં. રાજકન્યા ચંચળકુમારી આજથી રાણા રાજસિંહની રાણી અને આ સર્વ લોકોની માતા-મહારાણી થઇ. શરીરમાં લોહીનું એક પણ બીન્દુ હશે ત્યાંસુધી અમે અમારી મેવાડેશ્વરીની રક્ષા કરીશું."

સભામાં અતિ જોરથી તાળીનો અવાજ થયો. સહુ આનંદમાં ખીલી ઉઠ્યા.

( ૩ )

વાતના વાતમાં પચાસ હજાર સેના તૈયાર થઇ ગઈ. વિદાય થવાને માટે ઉત્સાહપૂર્વક ઘંટ વાગવા લાગ્યા. ચંદાવત સરદાર કેવળ ૧૮ વર્ષનો હતો. તેનો વિવાહ થોડા દિવસ પહેલાંજ થયો હતો. તેની સ્ત્રીને આવ્યાને હજુ ત્રણ દિવસજ થયા હતા. તે સ્ત્રીને દાસી મારફત

બધી ખબર મળી ચૂકી હતી. સેના રવાના થઈ અને ચંદાવત પોતના અંગરક્ષકો સહિત ઘોડા ઉપર બેસી જવા લાગ્યો. જેવો તે લગામ ખેંચવા જાય છે કે તરતજ તેની નજર સામેના જરૂખા ઉપર પડી. તે સ્થળે બે સુંદર નેત્રો જોઇને તે લોભાઇ ગયો. તેનો ઉત્સાહ ધીમો પડી ગયો. જે સુંદર નેત્રો તેણે જોયા હતાં તે તેની નવી પરણેલી પત્નીનાં હતાં. તેણે પોતાના સેવકને કહ્યું. 'તમે અગળ ચાલો, હું હમણાં આવું છું.' સેવકો ચાલવા લાગ્યા.

ચંદાવત તરત પોતાનાં મહેલમાં ગયો. તેની સ્ત્રી ઉભી રહીને વાટ જોઈ રહી હતી. તેણે અતિ હર્ષથી આવકાર આપ્યો. ને બોલી—" નાથ ! ક્ષમા કરજો. હું જોઇ રહી છું કે આપે જે ઉત્સાહથી ડંકો બજાવ્યો હતો તે ઉત્સાહ અત્યારે રહ્યો નથી; તેનું શું કારણ છે ? "

" પ્રિયે ! આજ હું એવા રણસંગ્રામમાં જવાનો છું કે જ્યાંથી પાછા આવવાની બહુજ થોડી આશા છે. મને મારા પ્રાણનો તો જરા પણ મોહ નથી; કેમકે તે ધણીના કામમાં અને **દેશની સેવામાં ઉપયોગી થશે.** ક્ષત્રિયોને માટે તેનાથી વધારે સરસ મરણનો સમય બીજો કયો છે ? શોક માત્ર એટલોજ છે કે તને એકલી મૂકી જાઉં છું. તારી હજુ નવીન અવસ્થા છે. તને અહીં આવ્યાને હજુ બે દિવસજ થયા છે. સંસારનું કાંઈ પણ સુખ તેં ભોગવ્યું નથી. તું મારી પાછળ શું કરીશ ? "

ચંદાવતની સ્ત્રી બોલી—"સ્વામી ! એને માટે આપ આટલો શોક કરી રહ્યા છો ? એમાં શોક કઈ બાબતનો ? આપ નક્કી જાણજો કે હું આપની પાછળ ધર્મપૂર્વક મારૂં જીવન વીતાડીશ. ઇશ્વર ન

કરે બાકી જો દૈવ કોપથી કાંઇ વિપરિત-અવળી વાત થશે તો હું ક્ષત્રાણીઓની વચ્ચે મારૂં માથું ઉંચું કરી કહી શકીશ કે હું તે વીર સરદારની સ્ત્રી છું કે જેણે રાજાને માટે અને દેશને માટે પોતાના પ્રાણ કુરબાન કર્યાં છે!" આટલું કહેતાં કહેતાં તે પતિવ્રતા સતીનું હૃદય ઉમંગથી ભરાઇ ગયું.

ચંદાવત બોલ્યો—"વ્હાલી! મારો ને તમારો આ છેલ્લો મેળાપ છે. સંસારમાં તમારૂં બાકીનું જીવન પ્રતિષ્ટા પૂર્વક ગાળજો. હું હવે જાઉં છું" એટલું કહી તેણે તે સ્ત્રીને પોતાને ગળે લગાવી. પછી તે સ્ત્રી કહેવા લાગી-'સ્વામી! આપ એ નક્કી જાણજો કે જેવી રીતે આપ સ્વર્ગલોક લેશો તેવી રીતે હું પણ પતિલોક લેવાની રીત જાણું છું.

ચંદાવતે કહ્યું—'ભગવાન્ તમારી ઇચ્છા પૂરી કરે. હવે મને રજા આપો. સૈનિકો મારી વાટ જોતાં હશે." તે વીર ક્ષત્રિયાણીએ ખુશી થઇને કહ્યું-'હું આપને ઘણી ખુશીથી રજા આપું છું. આપ રણમા જાઓ છો તો લાવો હું આપને વીર વેશ સજાવું' એમ કહી તેણે ચંદાવતને યુદ્ધનાં કપડાં પોતાના હાથથી પહેરાવ્યાં. કમરમાં તલ્વાર બાંધી દીધી અને પાછળ ઢાલ કસી લીધી પછી ધનુષ્ય-બાણ આપ્યાં અને છેવટે ભાલો આપી તે બોલી-'હું ઇશ્વરને પ્રાર્થના કરૂં છું કે આપનો આ ભાલો હજારો મનુષ્યોનો નાશ કરે!'

ચંદાવત આંખો ફાડી પોતાની સ્ત્રીના તે વખતના સૌંદર્ય-રૂપને જોવા લાગ્યો. સ્ત્રીએ જોશમાં આવી કહ્યું-'ભગવાન આપની તલ્વારને ઇન્દ્ર મહારાજનું વજ્ર બનાવે.' ચંદાવતે એકદમ પોતાની સતી સ્ત્રીને હૃદય સાથે લગાવી ફરી તે મેવાડના મુકુટ રૂપ સ્ત્રીએ કહ્યું.—"આપ

રણગમન કરી રહ્યા છો. મારૂં આપેલું આ છેલ્લું પાનનું બીડું સ્વીકારો. ઈશ્વર કરે ને તેની લાલી હંમેશાં તાજી રહે" એમ કહી તેણે તરત પાનનું બીડું બનાવી ચંદાવતને ખવડાવ્યું. ફરી થાળમાં આરતી તૈયાર કરી તે આવીને પોતાના પતિદેવને ઉતારી ગંભીર શબ્દોમાં બોલી—"મેવાડની લાજ તમારા હાથમાં છે. દૈવ ઇચ્છાથી તમારી છાતીમાં ગમે તેટલાં બાણ વાગે તો પણ બિલ્કુલ પીઠ દેખાડશો નહિ." એટલું કહી તે કોમળાંગી ચંદાવતના પગમાં પડી. ચંદાવતે તેને ઉઠાડી પોતાના હૃદય સાથે ચાંપી અને ત્યાંથી વિદાય થઇ ગયો.

તે પછી બે મિનિટ તે પ્રેમમયીની વિશાળ આંખોમાં આંસુઓનાં બે બિન્દુઓ દેખાયાં.

(૪)

ચંદાવત પોતાનો ઘોડો દોડાવી રહ્યો હતો. તેનું બદન પસીનાથી તર હતું. રસ્તામાં તેનો પુરોહિત ગોર મળ્યો. ચંદાવતે કહ્યું—આચાર્યજી! જ્યારે ઉદયપુર પહોંચો ત્યારે મારી સ્ત્રીને કહેજો કે તે ધર્મપૂર્વક રહે.' એટલું કહી તેણે ઘોડો દોડાવી મૂકયો. આચાર્યે જઇને ચંદાવતની સ્ત્રીને તે સંદેશો સંભળાવ્યો.

તે કર્તવ્યપરાયણ વફાદાર રાજભક્ત રાણીએ વિચાર કર્યો કે જ્યાં સુધી મારા સ્વામીનું ચિત્ત અસ્થિર રહેશે ત્યાં સુધી રણમાં તેને પૂરો ઉત્સાહ રહેશે નહિ. એમ વિચારી તે વીરબાળાએ આશ્ચર્યથી કહ્યું 'ગોર મહારાજ! આપ અત્યારે મારા સ્વામીની પાસે જાઓ અને હું મારૂં માથું હમણાં કાપી આપું છું તે લઇ જઈ આપ તેમને કહેજો કે તેઓ નિશ્ચિંત થઈ યુદ્ધ કરે હું તેમની સાંસારિક ચિંતા હઠાવી દઉં છું.' એટલું કહી તેણે પોતાની પાણીદાર તલ્વારથી

પોતાનું માથું કાપી નાંખ્યું. ગોર મહારાજે તે મસ્તક લઈ જઈ ચંદાવતને આપ્યું ને સઘળી હકીકત કહી. ચંદાવતે તેને એકવાર ચુંબન લઇ તેના ઉપર પડેલી ધુળને પોતાના દુપટ્ટાથી લુછી નાંખી તેને હારની પેઠે પોતાના ગળામાં પહેરી લીધું. અને ફરી પહેલાં કરતાં ચાર ઘણા ઉત્સાહથી તે રણક્ષેત્રની તરફ આગળ વધ્યો.

રાણો રાજસિંહ પણ કેટલીક સેના સાથે રૂપનગર તરફ રવાના થઇ ચૂકયો હતો.

(૫)

ઔરંગજેબ અને ચંદાવત સામસામે આવી ગયા. તલ્વારો મ્યાનની બહાર નીકળી પડી. ઘોર ભયંકર યુદ્ધ મચ્યું. તલ્વારોનો ઝણઝણાટ, તીરોનો સણસણાટ અને ભાલાઓનો ચળકાટ થઇ રહયો. બે દિવસમાંજ મોગલોની સેના અર્ધી થઇ ગઇ. રાજપૂતો પણ ઓછા થવા લાગ્યા. વીર ચંદાવત ઉત્સાહ આપી આપીને સૈનિકોમાં નવું જોમ રેડતો હતો. પોતે જે તરફ જતો હતો તે તરફ દુશ્મનો કપાઇ જતા હતા અને મુડદાંઓના ઢગ થતા હતા. ઔરંગજેબ પણ હાથી ઉપર બેઠો બેઠો પોતાની સેના જોઈ રહયો હતો. સમય જોઇને ચંદાવતે પોતાનો ઘોડો તે તરફ ફેંકયો. ઘોડાએ સ્વામીનું મન કળી લીધું. ઔરંગજેબના ની પાસે પહોંચીને ઘોડાએ પોતાના બંને પગ હાથીના મસ્તક ઉપર રાખી દીધા. અને ચંદાવતે પોતાનો લાંબો ભાલો ઔરંગજેબ તરફ તાકયો. સાક્ષાત્ ભયંકરકાળની પેઠે ભાલાને જોઇને બાદશાહના હોશ ઉડી ગયા. તે તરત બોલી ઉઠયો—"અય જવાંમર્દ રજપૂત ! હું તારાથી હાર કબુલ કરૂં છું. મને બચાવ, તારી જે ઇચ્છા હોય તે ઉડાવવામાં હું રાજી છું. તારા ભાલાને રોક. તું રાજપુત છે હું તારે શરણે આવ્યે

છું. જેવી રીતે રાણા રાજસીંહે શરણે આવેલી ચંચળકુમારીની રક્ષા કરી છે; તેવી રીતે તું શરણાગત ઔરંગજેબની રક્ષા કર. હું તારી કદમબોસી કરૂં છું."

ચંદાવતનો હાથ પાછો પડયો. ને બોલ્યો—'બાદશાહ! તમે પ્રતિજ્ઞા કરો કે દસ વર્ષ સુધી મેવાડ ઉપર ચડાઈ કરવી નહીં. અને અહીંથી સીધા દીલ્હી ચાલ્યા જવું. જો તમે આ વાત કબુલ કરો તો હું તમને છોડી દઉં નહિ તો આ ભાલો તમારી છાતી વીંધીને હમણાં બહાર નીકળી જાય છે.' ઔરંગજેબે તે સરત કબુલ કરી.

(૬)

ચંદાવતનો વિજય થયો. પણ હાય! તે શુભ સમાચાર હવે કોને સંભળાવશે? તેની પત્ની વિજયથી કેટલી હર્ષ પામત? પણ અફ્-સોસ! તેનું માથું તો હારની પેઠે તેના ગળામાં ઝુકી રહયું છે. ચંદા-વત વિચાર કરવા લાગ્યો કે હવે મારૂં સ્વાગત કોણ કરશે? અરે! જે ઉત્સાહ અને ઉમંગથી તેણે મને રજા આપી હતી તે જો અત્યારે હોત તો તેને કેટલો આનંદ થાત? પણ હવે શોક કરવો વૃથા છે હવે સંસારમાં રહીને હું શું કરૂં? રાણાનો વિવાહ થઈ ગયો. ચંચળ કુમારીની રક્ષા થઈ ગઈ. રાજપૂતાનાનું માન સચવાયું અને મારી હ્રદયેશ્વરીના મનોકામના પૂરી થઇ ગઇ. મારી છાતી તલ્વારોના ઘાથી વીંધાઇ ગઈ છે પણ પીઠ ઉપર લોહીનો એક પણ છાંટો નથી. તેથી વધારે બીજું કયું સૌભાગ્ય છે? તેનો આત્મા સ્વર્ગમાં સંતુષ્ટ થયો હશે. અને મને મળવા તે ઉતાવળી થતી હશે, એમ વીચારીને તેણે તે લટકતા મસ્તકને ચુંબન કર્યું, તેને છાતી સાથે ચાંપ્યું. પછી જે ભાલો ઔરંગજેબ તરફ ઉઠાવ્યો હતો તે તેણે પોતાની છાતીમાં ઘોંચી

દીધો. વીરનો પ્રાણ પંખેરૂ ઉડી ગયો! તેની બીનું માથું હજુ પણ તેના કંઠમાં ઝુલી રહ્યું હતું! કેવો અપૂર્વ પ્રેમ છે! કેવો વિલક્ષણ આત્મત્યાગ છે? દુનીયાના ઇતિહાસમાં આવાં દ્રશ્ય જોવાનું કોઈના ભાગ્યમાં હશેકે?

રાણો રાજસિંહ કુશળતાપૂર્વક ચંચળકુમારી સાથે વિવાહ કરી ઉદયપુર ચાલ્યો આવ્યો. ચંદાવત સાથેની બચેલી પાંચ હજાર સેના પણ યથાસમય ઉદયપુર પહોંચી. રાણાએ ચંદાવતની હકીકત સાંભળીને બહુ શોક કર્યો. તેના વિશાળ નેત્રોમાં આંસુઓ ભરાઇ આવ્યાં તે ગદ્‌ગદિત સ્વરે કહેવા લાગ્યો–' વીર ચુડાવત! તમારૂં નામ-તમારો યશ જ્યાં સુધી રાજપૂતાનામાં એક પણ રાજપૂત બચ્ચો જીવતો રહેશે ત્યાં સુધી બહુ માનપૂર્વક યાદ કરશે. તમે આજ મેવાડની લાજ વધારી છે. મેવાડનું ગૌરવ દીપાવ્યું છે."

પછી તેની દ્રષ્ટિ ચંદાવતના અંતઃપુર–રાણિવાસવાળા ઝરૂખા તરફ ગઇ તે નિર્જન વિશાળ ભુવનમાંથી નીકળતી વાયુની ઝણઝણાટ લહરી એક પ્રકારનું હૃદયભેદક સંગીત ગાઇ રહી હતી.–અપૂર્વ આત્મત્યાગનો ધ્વનિ કરી રહી હતી.

મેવાડેશ્વરી પણ એ જોઈ રહી હતી.

બરવાળા<br>(ધંધુકા.) } ધીરજ.



# દયાનું મૂલ્ય.

( અનુવાદક: પ્રભાશંકર મંગળજી દ્વિવેદી-રાજકોટ. )

પ્રિયભાઇ,—

આજ લગભગ એક અઠવાડીયું થયાં અમારી ઓફીસમાં ખબર આવી છે કે શહેરની—ગલીની—નંબરના ઘરમાં ગુલાબ નામની એક વેશ્યાએ ગળાફાંસો ખાઇ દેહત્યાગ કર્યો છે. તપાસ કરતાં આ સમાચાર ખરા જણાયા છે. વારસ ન હોવાથી તેનો માલ કબજે કરતી વખતે નીચે લખેલ પત્ર મારા હાથમાં આવ્યો છે, તે તમે વાંચી જોશો.

અતુલચન્દ્ર સોમ
પોલિસ ઇન્સ્પેક્ટર
સર્કલ કલકત્તા

"મારૂં નામ ગુલાબ નથી હું કલકત્તા શહેરની એક વેશ્યા છું. પરન્તુ મારૂં નામ ગુલાબ નથી હું બ્રાહ્મણની છોકરી છું. અને બ્રાહ્મણનીજ

સ્ત્રી છું. આ હકીકતને બે વર્ષ તે કેટલાં મોટાં બે વર્ષ થયાં મારા સિવાય બીજું કોઇ જાણતું નથી બે વર્ષની વેદના... આ આજ કાર અને યોગ્ય લાગતો નથી, પરન્તુ આ વાત કહ્યા સિવાય મારા જીવનનું જે નાનું વીવરણ લખવા બેઠી છું તેનો ઉદ્દેશ્ય સધશે નહિ. તેથીજ લખવું પડ્યું છે કે મારૂં નામ ગુપ્ત નથી. હું બ્રહ્મણ કન્યા—બ્રહ્મણની સ્ત્રી છું. મારૂં નામ...; નામ લખવાનું પ્રયોજન છે ? વેશ્યાના નામથી પરિચય આપી જીવનનું સર્વથી કઠોર સર્વથી ઘૃણા કરવા લાયક સત્ય કહેતાં હું અચકાઇ નથી તો પછી મારા જન્મ અને વિવાહના ખબર પણ શું વિશ્વાસ કરવા લાયક નથી ? આજ મરણના દિવસે મિથ્યા લખવા બેઠી નથી. કલકત્તામાં શા માટે આવી ?- ત્યાર પહેલાં કયાં હતી ? આજ મારામાં તે બધો ઇતિહાસ લખવાની શક્તિ નથી તે વાત બહુજ લાંબી છે, તે બધી વાત લખવા જતાં આંખમાંનાં પાણીથી દ્રષ્ટિ રોકાઇ જાય.

રોગી સ્વામીને સાથે લઇ જ્યારે હું કલકત્તામાં ચિકિત્સા કરાવવા આવી, ત્યારે હું તદ્દન ખાલી નહોતી. કલકત્તામાં ઘરનાં ભાડામાં અને ડોકટરની ફીમાં અલ્પ પગાર ખાનાર સ્કૂલ માસ્તરના સંચિત કરેલ પૈસા બે ત્રણ માસે સમાપ્ત થઇ ગયા. શૈય્યામાં સૂતેલ, સહાય હીન, નિર્બળ સ્વામીની ચિકિત્સા અને ખોરાક માટે કંઈ જોગવાઇ ન કરૂં તો મારે હાથેજ મરણના મુખમાં ઠેલવા જેવું થાય. આ બધું કોને સંભળાવું ? આજ બે વરસ થયાં જે પ્રશ્નો પ્રતિદિન મારા હૃદયમાં થયા કરે છે, તેનો ઉત્તર કોઇએ આપ્યો નહિ. મેં નક્કી કર્યું છે કે પરલોકમાં જઈ—જીવનની બધી કૂટ સમસ્યા, સકલ શમસ્યાની સૃષ્ટિ જેણે કરી છે—તેને એક વખત પૂછીશકે તેણે દારિદ્રના જેવાં મહાન

પાપની સૃષ્ટિ શા માટે કરી છે ? મેં નક્કી કર્યું છે કે તેનો જવાબ લીધા સિવાય તેને છોડીશ નહિ.

" સાંભળ્યું હતું કે સતી સાવિત્રીએ પોતાની સાધનાના બળે યમરાજા પાસેથી પોતાના સ્વામીનું જીવન ખરીદી લીધું હતું, પરંતુ મારી માફક મને લાગે છે કે કોઇએ સ્વામીના જીવન માટે મરણથી યુદ્ધ કર્યું નહિ હોય ! મને લાગે છે કે સત્યયુગનો યમરાજા આટલો બધો કઠોર નહિ હોય–આટલો બધો નિર્દય નહિ હોય ! મેં મારૂં બધું દીધું હતું-જરાપણ રાખ્યું નહિ. મૃત્યુ કરતાં પણ જે કઠિન તે મેં હંમેશાં ભોગવ્યું છે. સાવિત્રીએ પાતિવ્રત્ય રાખી જે મેળવ્યું તે મેં સર્વસ્વ વેચી તેજ સાધનામાં સતીત્વ પર્યન્ત બલિદાન આપ્યું છતા કેમ ખોયું. ? "

મારા પ્રભુ ! હે મારા નારાયણ ! જે કૈલાસમાં તમે ગયા છો ત્યાં મારા શિવાય બીજા કોઇને તમારી પદ સેવા કરવાનો અધિકાર નથી. મારો દોષ માફ કરી ત્યાં તમે મને ગ્રહણ કરશો કે ? મેં જે કર્યું છે, હે મારા પ્રાણાધિક દેવ ! તે બધું તમારે માટેજ ! તમે ભૂલ જાણશો નહિ પ્રભુ ! આજ હું માફી માગું છું. ફક્ત તમારી પાસે–સંસાર–પાસે, સમાજ પાસે–કોઈ પણ દોષથી હું દોષિત નથી. પ્રભુ ! જે મેં સહન કર્યું છે તે તમને કહ્યું નથી. તમારી રોગ શૈય્યાનું અસહ્ય દુઃખ હું શા માટે વધારૂં ? ધનવાનના દ્વારમાં મારા જેવી ભિખારીનું કેવું અપમાન તેની કોઇ શોધ કરેછે કે ? આવડા મોટા શહેરમાં રકત માંસ વડે ઘડેલ એક પણ હૃદય નથી. શહેરનાં ઘર અને રસ્તા મુજબ બધાજ ફકત ઇંટ અને પત્થરમય. દરિદ્રનાં અશ્રુ તેના પર જરાપણ લાગણી કરાવી

શકતાં નથી. રસ્તામાં ચાલતાં ચાલતાં લોકોનાં અશ્લિલ વ્યંગ પિશાચની માફક રસ્તાને રોકી ઊભા રહેવા લાગ્યાં. હંમેશાં સન્ધ્યા વખતે મારી ખાલી ભિક્ષાની ઝોળી અપમાનના ભારથી એટલી બધી ભારે બની જતી કે તેની વેદનાના ઘસારાથી ચૂર્ણ થઇ જાઉં તોજ બચું, એમ મને લાગતું. મારા જેવી હતભાગિનિને વ્યથાના વિષમાં જર્જરિત કરીને પણ-જીવન શક્તિ દઇને જેણે મારૂં પરિહાસ કર્યું, જગત્ તેને શું કહી બોલાવે છે-ભગવાન કે અદૃષ્ટ ? પરન્તુ આજ હું તેનું હાંસ્ય કરીને મરૂં છું. તે શું તે જાણે છે ?

હે મારા સ્વામિ, તમે મરીને પણ જીવતા છો. મારી માફક એક જીવતાં નરકની સાથે નિત્યનું રહેઠાણ તમારા જેવા શાન્ત શુદ્ધ બ્રાહ્મણને જે પીડા દેતું હતું તે તમે જાણતા નહોતા પરન્તુ ઓ પ્રભુ ! મારે માટે તે સિવાય બીજો રસ્તો હતો નહિ. તમારૂં દુઃખ લગાર પણ ઓછું કરવાનો-તમારા મુખમાં થોડો પણ આહાર મૂકવાની જોગવાઇ કરવાનો આ સિવાય બીજો રસ્તો નહોતો. મારા બધા પ્રયત્ન નિષ્ફળ કરી બધી ભીખની ઉપેક્ષા કરી આ પાષાણ નગરીની નિર્દય સમાજ મને આંગળીથી બતાવતી હતી કેઃ- આ તારો રસ્તો ! શહેરનો સકળજન કોલાહલ અટ્ટહાસ્યથી હસી નિત્ય કહેતો હતો કે 'આ તારો રસ્તો' જે બજારમાં દયા પણ વેચાતી હોય તે સ્થાનમાં ખરીદી કરી મૂલ્ય આપવા માટે શરીર સિવાય મારી પાસે કંઇ હતું નહિ.

તમારા માટે જે દીધું છે-જે ખોયું છે-તે માટે મારા મનમાં જરા પણ દુઃખ નથી. દેવતાની સેવામાં સર્વસ્વ અર્પણ કરો-દેવતાનાં મન્દિરમાં મારૂં સર્વસ્વ બલિદાન કરી હું કૃતાર્થ થઇ છું-હું ધન્ય

થઇ છું. દુઃખ ફક્ત એટલુંજ કે જેણે મારૂં બધું છીનવી લીધું, તેણે તમને જીવાડયા નહિ.

સત્યાનાશના રસ્તા પર ઉભી રહી મેં એક પણ દિવસ એક અશ્રુબિન્દુ પણ મારી આંખમાં આવવા દીધું નથી કારણ કે તેથી તમને દુઃખ થાય-તમારૂં અમંગળ થાય. બધું સહન કર્યું છે તમારે માટે. તે અપમાનની વાત-તે વ્યાની વાત-સ્મૃતિ-આજ મને અસહ્ય થઈ પડી છે. આજ તમે આ જગતમા નથી. તેથી આજ મારી સહન શક્તિ જતી રહી છે. જીવતા રહેવનું આજ મને કેટલું કઠણ થઇ પડયું છે તે કોઈ સમજી શકશે નહિ. મૃત્યુ મને અજ તમારા સ્વરથી કેવું આકુલ આહ્વાનથી બોલવી રહ્યું છે તે બીજું કોઈ સાંભળી શકશે નહિ. ઓ પ્રભુ ! આજ હું એકલી છું તેથી બહુજ ભય પામું છું બે વર્ષ સુધી તમારે માટે મેં જે કાંઇપણ અવાજ કર્યા શિવાય સહ્યું છે તે નરકની સ્મૃતિથી આજ હું કમ્પી ઉઠું છું. અજે સન્ધ્યાન અન્ધકારમાં મારાં શરીરના મૂલ્યમાં દયા વેચવા માટે જેઓ રૂદ્ધ-દ્વારે કરાઘાત કરશે તેઓની ઇચ્છાની તપેલી અગ્નિ વૃષ્ટિથી મને બચાવે મને બચાવો. હે મા . સ્વામી ! આજ તમારા મૃત્યુથી શીતળ થયેલ હસ્તના સ્પર્શથી મારી છાતીની જ્વાળા બુઝાવી-મારૂં દગ્ધ જીવન, મારો આ નામો હાથ સફળ કરો !

" મુર્ખ શાસ્ત્રકારોએ લખ્યું હતું-"સતીત્વ અમૂલ્ય રત્ન "! આજ બે વર્ષ બજારમાં ભીખ માગી જોયું કે-તેનું મૂલ્ય એટલા થોડા રૂપીઆ છે કે જે વડે એક સ્ત્રીને પણ મૃત્યુના મુખમાંથી છોડવી શકાતી નથી. જો કોઇ જીવન-મરણનો દેવતા હોય તો તેને હું પુછુંછું કે ' શાસ્ત્ર ખોટું કેમ બોલે છે ? મારી

કેટલાએ યુગોની સાધનાથી મળેલાં આ નારી જીવનનું આ અમૂલ્ય રત્ન છિનવી લઈ, તેના વિનિમયમાં ફકત એક જીવન પણ કેમ આપ્યું નહિ?

" મારા સ્વામી ! હે મારા સ્વામી ! ! હે મારા અંતર્યામી દેવતા ! ! ! હું જાણું છું કે તમારાથી હું કંઇપણ છાનું રાખી શકીશ નહિ. હું જાણું છું કે તમે બધું જાણ્યું છે. તમારાથી છુપું રાખી હું જે વ્યથા સહતી હતી, તે તમે જાણી અને તે વેદનાનો ભાર તમારી પોતાની છાતિ પર લઇ લીધો. તમારી દ્રષ્ટિમાં હું જે અપમન, જે લજ્જા છાની રાખી તમને ખરી વાતથી ભૂલાવવાનો પ્રયત્ન કરતી હતી તે વ્યર્થ ગયું છે. આ કલકત્તા શહેરમાં દાસી વૃત્તિથી ઘરભાડું, ડૉકટરોની ફી અને રોગીના ખોરાકનું ખર્ચ ઉપડી શકે નહિ તે તમે જાણતા હતા. મારી આ છેતરપીંડીની કરૂણ વેદનાના આઘાતથી હું તમારો બચાવ કરી શકી નહિ. તમારા મોઢા આગળ જે ખોરાક ધરતી-તમને ભાવે તેવા ખોરાક કરી દેતી તે મેં શી કિમ્મત આપી ખરીદેલું છે તે તમારી પાસે હું છુપાવી શકી નહિ.

"તેજ સારૂં થયું કે તમે જાણી ગયા છો કે આશ્રય વિનાની રસ્તે ચૂકેલી, એકાકિની હું ફક્ત તમારૂં મુખ જોઈ તમનેજ મારી પ્રીતિનું છેવટ જાણી તમનેજ મારી સકળ સાધનાનું છેવટ જાણી કેટલાય દુઃખથી કેટલાય અભાવથી કેવળ તમારે માટે તમારૂંજ ધન મેં સંસારના બજારમાં વેચ્યું છે. તમે તે જાણી ગયા છો તેજ મને આશ્વાસન આપે છે. પ્રભુ!"

તેથીજ હું જાણું છું કે પરલોકની યાત્રાના આરંભમાંજ તમે મને તમારી પાસે બોલાવો છો. કેટલાક પ્રયત્નથીજ-કેટલા ઉત્સાહથી

રોગથી કમ્પતા દુર્બલ હાથે મા ી સેંથીમાં જે સિન્દુર રેખાનું ચિહ્ન કરી ગયા છો તે હું ભુલીશ નહિ પોતાના હાથથી મારા લલાટપર જે ક્ષમાનું ચિહ્ન લખ્યું છે તે હું ગર્વથી ધારણ કરી તમારી સાથે મેળાપ કરવા મા' મરણના અભિસારપંથે ચાલીશ. બે વરસના આ દુઃસહ વેદનાના વખત પછી તમે જે મારા માથાપર તમારા હાથે જે શાન્તિ ા લેપ કર્યો છે તેથી હું બધી વ્યથા ભૂલી ગઇ છું.

   

"આજ મરણને દિવસે આ વાત હું લખું છું તે સમાજને દુષિત કરવા માટે નહિ. સમાજ ચિરદિન ભલે તેવોજ રહે, મારા જેવી એક અભાગિનીના દુઃખ અને મૃત્યુની વાત તેનામાં કંઇજ ફેરફાર કરશે નહિ. આજ સમાજ પાસે છેલ્લો વખત દયા ી ભિક્ષા માગીશ. તમે મારા સ્વર્ગીય સ્વામી અને મારો સત્કાર કરજો. મનમાં વિચારશો કે જીવતાં જે ી દયા જાણી નથી તેઓજ છેલ્લી વખતે તમારી પાસે દયાના ભિખારી છે. એક વખત વિચાર કરી જુઓ. મારે માટે કોઇપણ રસ્તો હતો નહિ. છેલ્લી વખતે આટલી દયાનીજ તમારી પાસે ભિક્ષા માગું છું કે અમારી બ્રાહ્મણોચિત મ ણ ક્રિયા થાય."

   

**પૂરવણી**—મરેલી બાઇની પેટીમાં વીસ રૂપિયા હતા તે વડેજ સ્વામી-સ્ત્રીની બ્રાહ્મણોચિત મરણક્રિયા કરી છે. ચિરજીવન જે દયાથી વંચિત હતાં, મરણ પછી પણ પૈસા સિવાય કોઇપણ તેની પર દયા બતાવવા તૈયાર થયું નહિ.

**અતુલચન્દ્ર સોમ. પોલીસ ઇન્સ્પેક્ટર.**

# નિમજ્જિત નરેન્દ્ર.

લેખકઃ—વિજયશંકર ત્રિભુવન ત્રિવેદી યશોધરાલય.

શું આર્યોનો પિતૃઓ પ્રત્યેનો પરમ પુજ્ય ભાવ! દેશે દેશ અને ખંડે ખડની પ્રજાઓ પિતૃભક્તતો છેજ પણ તેમાંય આર્યોની પિતૃ ભક્તિનીતો પરાકાષ્ટાજ છે. પિતૃઓના નિવાસસ્થાનોમાં (વ્હાય તો ભવ્ય પ્રસાદ હોય કે આમટિકામાં આવેલ પર્ણશાલા હોય) આર્યોની તીર્થ ભાવના છે અને તેથીજ તેમાં તેઓનો અથાગ અનુરાગ માતાને મન જેટલું તેનું બાળકડું હોય, શીલવતી સાધ્વીને હૃદય તેના સ્વામી-પ્રભુ હોય, સહૃદયી સ્વામીને જેટલું તેનું રમણીરત્ન હોય, ભક્તોના આત્મામાં જેટલા તેના ઇષ્ટદેવ હોય તેથી પણ પ્રિયતમ છે આર્યોને મન પૈતૃક સંપત્તિ. સદ્‌ગત સ્નેહી સ્વજનની સ્મારક વસ્તુઓ જેટલી સ્નેહને સંભાળથી સચવાય તેથી પણ અધિકતર સદ્‌ભાવ અને સંભાળપૂર્વક સાચવે છે પિતૃઓની પદરજથી પુનિત થયેલ આવાસને આટલું કરતાંય કદાચ કાળ બળે આવી પૈતૃક સંપતિથી અનિચ્છાયે-જુદા પડવાને પ્રસંગ આવે-ત્યાગવાનો વખત આવી જાય-તો તે આખા કુટુંબના અધઃપતનનું અશુભ ચિન્હ મનાય છે અને આર્યોની આ ભાવનાને કલાપિ ઉત્તમરીતે આલેખે છેઃ—

પુત્રી ને વ્રહને નાણે જેવારો ન થયો કદિ
પિતૃનાને પ્રભુની કે દ્રષ્ટિ તીખી તહીં નકી.

## નવા વર્ષે!



નૂતન વર્ષે હિંદ દેવીની શુભાશિષ!

નવા વર્ષે, નવા હર્ષે તમોને અર્પવું શું? શું?<br>
બધું અર્પણ કરી દેતાં હવે બાકી રહ્યું છે શું?<br>
લઈશું લ્હાણુ પ્રીતીની શીખવશું પ્રેમના પાઠો.<br>
વધી ઉત્કર્ષના માર્ગે ગુંથીશું સ્નેહની ગાંઠો.

## હાર અર્પણ.



અર્પું મધુર આ હાર તે અંતર થકી સત્કારજો!
સીંચી પ્રીતી અમૃત, કલિકા પ્રેમથી વીકસાવજો!
વિકસી કલિકા અંતરે તમ આત્મજ્યોતિ જગાવશે!
ધર્મ-નીતિ-ત્યાગના તત્વો અમુલ પ્રગટાવશે!

યુવક નરેન્દ્ર મછવામાં બેસીને જ્યારે ગૃહપ્રતિ જતો હતો ત્યારે તેના મનમાં આનંદ અને પરિતૃપ્તિની લ્હેરો જોસભેર ઉઠી રહી હતી. આવતી કાલે પ્રાતઃકાલ માં તે પોતાનું બાપુકું મકાન છોડવી લેશે. આજ પાંચ વરસ પછી મૃત્યુશય્યાપર પડેલા પિતાએ કરેલ અજ્ઞાનું પાલન કરવા સમર્થ થશે—એ વિચાર એને મુદિત અને મસ્ત બનાવી રહયો હતો. નરેન્દ્રના પિતાએ સટ્ટામાં થોડે થોડે તમામ પૈતૃક સંપત્તિ ગુમાવી દીધી અને છેવટે ચૌદ વિઘાનો બાગ અને રહેવાનું મકાન પણ ગીરો મુકી દીધાં હતાં, અને ગીરોખતમાં એવી કબુલાત કરી હતી કે જો બાર વર્ષમાં રૂપિઆ ન ભરી દેવામાં આવે તો તમામ સ્થાવર મિલ્કત લેણદારની થઇ જાય. તેણે તેની હયાતીમાં અમુક રકમ ભરી હતી તોપણ તેનાં અવસાન સમયે પાંચસો રૂપિઆ બાકી લેણા નિકળતા હતા, ને કરારનામા પ્રમાણે મુદતના પણ પાંચ વર્ષ બાકી હતાં.

મરણ પથારીએ પડેલ પિતાએ તેના એકના એક પુત્ર નરેન્દ્રને બોલાવીને કહ્યું હતું " ભાઇ ! તને ૧૯ વર્ષ થઈ ગયાં—હવે તું બાળક નથી; તું હવે વ્યવહાર સમજે છે ને વ્યવહાર ઉપાડી લેવા યોગ્ય થયો છે; ભાઇ ! આ માંદગીમાંથી હું અવસ્ય નહિં બચું.

નરેન્દ્ર પોતાના પિતાની એ વાત સાંભળી બાળકની માફક રોવા લાગ્યો હતો, તે સમય આજ તેના સ્મૃતિ પટમાં પુનઃ ખડે થયો અને નાવમાં બેઠાં બેઠાં ચંદ્રબિમ્બ નિહાળતા નિહાળતાં ભૂતકાળના અનેક સ્મરણોને ઉકેલતાં ઉકેલતાં છેવટે તેની માતા કે જે તેને બાળક મૂકીનેજ ગુજરી ગઇ હતી તે કેવી હશે, તેનું મુખારવિંદ કેવું હશે, એ જીવતી હોત તો મ્હને આજે પ્રૌઢ જોઇ તેને કેટલો આનંદ થાત —એવા એવા અગણિત તર્કની પરંપરામાં પડી ગયો.

થોડા સમય પછી જાણે નિંદ્રાદેવીના પંજામાંથી મુક્ત થતો હોય કે વિષપાનના ઘેનમાંથી જાગૃત થતો હોય કે મૃત્યુની ઘોર શાન્તિમાંથી જાગૃત થઈ પરિચિત વિશ્વપ્રતિ દ્રષ્ટિપાત કરતો હોય તેમ એકાએક ઊંચે ઉંચા કરીને ચંદ્ર બિમ્બ જુએ છે તો ત્યાં તેના મૃત્યુ શય્યાપર પડેલા પિતાની પ્રતિકૃતિ સ્ફુટ થતી જણાઇ અને પાંચ વર્ષ પહેલાં કહેલા શબ્દો જાણે આજે પુનઃ ત્હેના શ્રવણપથમાં પડતા હોય તેમ સંભળાયાઃ—

નરેન્દ્ર ! આ સમય રોવાનો નથી. અવસાન સમયે મરનારની શાન્તિ સાચવે એજ ખરો સ્વજન. અશ્રુપાત કરી હિબકા ભરી મરનારની શાન્તિનો ભંગ કરી ઇશ્વર સાથેની તેની સમાધિમાં અંતરાય રૂપ નિવડે અને આ રીતે છેવટની ઘડીએ પણ તેને તેના ખરા આત્મસ્વરૂપમાં તલ્લીન ન થવા દેતાં ક્ષાર વિશ્વના માયિક સંબંધનું સ્મરણ કરાવે એને ખરો શત્રુ નહીં તો બીજું શું કહી શકાય ? કારણ કે સાધારણ શત્રુ તો ઐહિક સુખ અને સંપત્તિનો નાશ કરે છે, ત્યારે આ શત્રુતો તેની આધ્યાત્મિક શાન્તિ અને બળનો નાશ કરી–ધ્વંશ કરી આ જન્મપર્યંતનું નહિ પણ તેના પરલોકના સુખ અને હિતનો નાશ કરે છે. માટે તારે અત્યારે મારી શાન્તિ સાચવવી એજ પિતૃઋણથી છુટવાની બારી છે. ત્હારી માતાના મૃત્યુ પછી હું અહિં ચિરકાળ સ્થિત થયો પણ તેને સ્વર્ગમાં પણ મ્હારા સહચાર વિના સુખ નથી. નથી, ચેન નથી, શાન્તિ નથી અને તેથી આંતર્ય આંદોલનના સંદેશ દ્વારા જાણે મને ત્યાં આવવા નિમંત્રણ કરતી હોય તેમ ભણકારા થાય છે, અને એ નિમંત્રણનો વિના વિલંબે સત્કાર કરવો અને “ વ્હાલી જ્યાં તુજ વાસ ત્યાં સમજજે આ દાસ ઉભો

નહી " આ વાક્ય સિદ્ધ કરૂં તોજ એ પુનિત દેવીએ મ્હારા માટે મને કરેલ અનેક સ્વાર્પણનો યત્‌ કિંચિત પ્રતિકાર આપવા સમર્થ થઇ શકું. કાળક્ષેપ ન કરાવતાં મ્હારે છેવટ ત્હને જે કંઇ કહેવું છે તે સાંભળી લે તો હું સત્વર એ શુદ્ધ સતીની સુશ્રુષામાં સ્થિત થાઉં"

નરેન્દ્રે જોયું કે તેના પિતાનો કંઠ ધીમે ધીમે બેસવા લાગ્યો હતો. ને જો આ વખતે ધૈર્ય રાખી તેનો અંતિમ સંદેશ નહિ સંભળાય તો પાછળથી પશ્ચાતાપ થશે એમ વિચારી અશ્રુપ્રવાહને જેમ તેમ કરી ખાળ્યો ને ધીમે કંઠે તેના પિતને સંબોધીને કહ્યું:—

" પિતાશ્રી આપની જે આજ્ઞા હોય તે ખુશીથી જણાવો તેને શિરસાવંદ્ય કરી તેનું પાલન કરવા સતત શ્રમ સહીશ એની ખાત્રી રાખશો. " એમ જાણે અત્યારે તેના પિતાને નવુંજ વચન આપતો હોય તેમ ધીમેથી બોલ્યો. "ભાઈ ? મ્હને ત્હારી સદૈવ ખાત્રીજ હતી ને છે. અને તેથીજ મને અત્યારે સંસાર સુખ અને શાન્તિ છે. " પણ નરેન્દ્રને લાગ્યું કે દરેક ક્ષણે સ્વર મંદ મંદને અશુદ્ધ થતો જાય છે. અને સ્વર જાણે શશીથીજ સ્ત્રવતો હોય તેમ તેણે ચંદ્ર બિમ્બ સામે પોતાના કાન માંડયા ને પુનઃ શરૂઆત થઇ:—

" ભાઈ ! કદિ સટ્ટો કરીશ નહિ અને ગમે તેમ કરીને પણ રહેવાનું મકાન કરજથી છોડાવજે ન......ભૂ......લ...... સ્વર બંધ પડતાં પુનઃ તેણે ચંદ્રબિમ્બ પ્રતિ જોયું તો છેવટે હરિ...... હરિ...એવાજ શબ્દો અર્ધ રાત્રીના અગાધ શાન્ત્યાર્ણવમાં વિલીન થયા. આ બીજું કાંઇજ નહોતું પણ તેના પિતાના અન્તિમ સંદેશના સતત સ્મરણનું ફળ હતું તેને એક જાતની ભ્રમણાજ થઇ ગઈ હતી, અને જ્યારે તે શાન્ત ચિત્તે બેસતો ત્યારે તેજ સંદેશ તેને શ્રવણ ગોચર થતો.

(૨.)

નરેન્દ્રે મછવામાં બેઠા બેઠા ફરીથી હિસાબ ગણ્યો તો જણાયું કે હજુ પાંચ વર્ષમાં પાંચ દિન બાકી છે. તેણે આ ગત પાંચ વર્ષમાં ભાગ્યેજ પેટપુર અનાજ પણ ખાધું હતું. ભૂખ તરસ વેઠીને અને અન્ય અનેક મેશ્કેલીઓ વેઠી તેણે રૂ ૫૦૦ ભેગા કર્યા હતા. જ્યારે જ્યારે ક્ષુધાની પ્રચંડ જ્વાલાના બળે એનું શરીર અને મન અપ્રસન્ન થઈ જતાં હતા ત્યારે ત્યારે આશાનો મધુર ધ્વની તેને નવુંજ ચેતન જીવન આપતો હતો. પિતાનો અંતિમ શબ્દ હરિ! હરિ! તેના કાનમાં ઝણુ ઝણી ઉઠતો. હરિ શબ્દમાં બહુ મધુરતા છે પણ તેમાંય નરેન્દ્રને તો કોઇ અવનવી અપૂર્વ મધુરતાનો અનુભવ થયા કરતો હતો. આજ નરેન્દ્ર આશા અને નિરાશા, ઉત્સાહ અને અધિરતા, વૈભવ અને વિરાગ, એશારામ અને ત્યાગના તુમુલ રણસંગ્રામમાં વિજયી નિવડયો હતો. આજ તે અપૂર્વ શાન્તિમાં અને આંતર્ય સંતોષથી સુખદ શીતળ શશીને, તેના રાજત રશ્મિઓની રૂપેરી ઝીણી જાળને, અને કોઇ કોઇ વાર ઉદધિના જળ સાથે ચંદ્રિકાના અદ્વૈતને નિહાળી નિહાળી હર્ષથી ઉભરાઈ જતો હતો.

પિતાની આંખો આડા જેમ કોઇ બાળકડું તેના ન્હાના કોમળ હાથ દઇ તેની દૃષ્ટિમર્યાદાને અવરોધવા મથે તેમ ન્હાની ન્હાની આછી વાદળીઓ વાડીમાં ચંદ્રને આચ્છાદિત કરતી તો બીજીજ ક્ષણે દૂર દૂર દોડી જતી

આ બાલ ક્રીડા સમું દ્રિડન અવલોકતાં તે મનમાંજ ધીરેથી બોલ્યો "મનુષ્યના જીવનમાં આશાની સફૂલતામાં જે અપૂર્વ સુખ છે. તેનાથી અધીક કોઈ સુખ નથી" આજે તેના

મકાનના દરેક ખંડ કોઈ અવનવી શોભાથી દીપતા તેની કલ્પના સૃષ્ટિમાં ખડા થયા. બાગની મધ્યમાં આવેલ ન્હાનો હોજ, પાસેનો દ્રાક્ષનો લતા મંડપ, સામેની ઘાસની લીલી બિછાત પર એક બીજા ઉપર માથાં નાખી પડેલ કુરંગ યુગ્મ, આશાની મૂર્તિરૂપ યુવતિના હાથમાં ગોઠવેલ જલયંત્રમાંથી આશાના કિરણ સમી ફુટતી સ્વચ્છ શિતળ સલિલની શેરો, ચંદ્રિકાથી ધવલતર દીસતી શેડોથી વિભિન્ન થતાં બિન્દુડાંઓને મૌક્તિકના અંદેશથી ઝીલવાની અધિરતાથી આતુર દીસતી સફરીઓનું જલયંત્ર નીચેના કુંડમાંહેનું જલક્રિડન, જોઈ યુવક ઘડીભરતો સ્વર્ગમાંજ છે એમ સમજ્યો. પણ પાછો નાવમાં છે એવી સ્મૃતિ આવતાં તેણે ખલાસીને પૂછ્યું--

" હવે કેટલે દૂર છે ?" ખલાસીએ ઉત્તર વાળ્યો શેઠજી થોડુંજ. આજે નર્મદા બે કાંઠામાં ઉભરાઈ જતી હતી. વેગ ઘડી ઘડીમાં વધતો જતો હતો. જલવહનથી થતો ભીષણ ધ્વની ભીષણતર થતો હતો. મછવામાં બે ખલાસી હતા. તેઓને સામા પુરે જવાનું હતું. નરેન્દ્રને તેના પરમ પુનિત જન્મસ્થાન, અને માતા પિતાની પવિત્ર સંપર્કથી પુનિત બનેલ ગૃહનાં દર્શન કરવાની અધીરાઈ જ્યારે એક તરફથી પ્રબળતર થતી જતી હતી ત્યારે ખલાસીઓની સામે તીર પહોંચવાની આશા પ્રતિક્ષણે ક્ષીણ થતી જતી હતી.

( 3 )

રાત્રીના બાર વાગ્યાત', નિઃશબ્દ શાન્ત બધું હતું;

જનથી ભરેલું વિશ્વપણ આ શૂન્ય નિર્જન ભાસતું". ચં. ન. પંડ્યા

આવા મધ્યરાત્રીના શાન્ત સમયે નર્મદાજી વધારે પ્રચંડ બનતાં જતાં હતાં. તેના જલ તરંગો કોઈ ગિરિરાજની કરાડ સમા ઉત્તુંગ કાંઠાને

પણ તોડી પાડવા કુદી રહ્યા હતા કે જાણે અભ્રપટમાં લટકતાં ચંદ્રબિમ્બનો પણ ગ્રાસ કરી જવો હોય તેમ જોસભેર કુદી રહ્યા હતા. અને પ્રવાહ એટલો પ્રચંડ હતો કે કદાચ મત્ત ઐરાવત પણ પ્રવાહમાં પડે તો તૃણવત્ તણાઈ જાય એ નિઃસંશય હતું.

આવી ભયાનક પરિસ્થિતિ કે જેમાં ખુદ ખલાસીઓના જીવ પણ મુઠીમાં આવી જાય ત્યારે નરેન્દ્રને એ વસ્તુસ્થિતિનું કશું ભાન નહોતું તે તો તેના આંતર્ય આનંદમાં અને ઉછળતા ઉમળકાના આ વેગમાં નિખીલ નિસર્ગદેવીનું નિરીક્ષણજ કરી રહ્યો હતો. ખલાસીઓએ 'દુઃખે સાંભરે રામ' એ સિદ્ધાંતે "હરિ હરિ" પુકારવા માંડ્યું. પણ એ શબ્દમાં રહેલ અન્તર્ગત ભયના ધ્વનિનું સૂચન તેને થયુજ નહીં. પણ તેના પિતાના અન્તિમ શબ્દો રૂપે તેને હંમેશાની માફક અપૂર્વ આનંદમાં પાસે મૂકેલી થેલી ઉપાડી એમાં તેના પિતાની આજ્ઞાપાલનની સામગ્રી હતી. એમાં તેના પાંચ વર્ષના સતત ઉદ્યમના ફળનો પુંજ હતો. નરેન્દ્રે ચાંદનીમાં એકવાર થેલીને ખોલીને સામે રાખી. એની અંદર કેવી મોહની છુપાએલી હતી! એણે મછવામાંએ થેલીને ઘણી ઘણી વાર જોઇ હતી, તોપણ પુનઃ નર્મદાના પ્રખર પૂરમાં વંટોળમાંના વિહગસમ લક્ષ્ય વિણ તણાતા મછવામાં એકવાર ફરીથી થેલી છોડીને જોઈ.

## જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી

જન્મભૂમિની સ્મૃતિથી એનું હૃદય કમળ ખીલી ઉઠ્યું. એ ક્ષણેજ મછવો વાંકો થયો-એક તરફ નમ્યો ને તે સાથેજ નરેન્દ્રના ભાગ્યની સૌખ્યની-તુલા પણ લચી ગઈ નરેન્દ્રના હાથમાંથી રૂપિઆની કોથળી નર્મદાના અગાધ નીરમાં જઇ પડી. અરે! નરેન્દ્રનું સર્વસ્વ ઉર્જ્વલ

ભાગ્યને ફુટતી આશાની કુંપળો નષ્ટપ્રાય થઈ હાયની સાથે હરિ શબ્દનો ઉચ્ચાર કરતાં તે નર્મદાના મત્ત પ્રવાહમાં કુદી પડયો. "શેઠજી! આશું? અરે! આશું?" કરીને ભીત ખલાસીઓ પોકાર કરવા મંડયા. બચાવવા પ્રયત્ન પણ કર્યો પણ વ્યર્થ. નરેન્દ્ર ઘડીમાં ડુબ્યો, ઘડીમાં બ્હાર આવ્યો એમ બે ત્રણ વાર ઉપર આવ્યો પણ સ્રોતના સબળ પ્રવાહમાં કોણ ટકી શકે? તેણે જળસાથે ઘણું ઘણું યુદ્ધ કર્યું પણ હવાના બાચકા. **કાળના પ્રવાહમાં જેમ પ્રાણીમાત્ર જડ અને ચેતન ઉભય તણાય** છે તેમ નરેનદ્ર પણ આ મત સ્રોતમાં ઘસડાઇ ગયે.

પ્રિયવાંચક! આ લેખકને એટલી શ્રદ્ધા છે કે શંતનું રાજાને ગંગા મૈયાએ જેમ કુમાર પાછો સોંપ્યો હતો તેમ નર્મદાજી પણ ભારતને તેનું નર રત્ન અવસ્ય પાછું સોંપશે. પ્રિયવાંચક! તું પુરૂષ હો કે સ્ત્રી હો, યુવક હો કે યુવતી હો—ગમે તે હો પણ મારી આ ઉજ્જવલ આશામાં અવશ્ય તું સંમત થઇશજ એવી શ્રદ્ધા છે પ્રતિતી છે શાન્તિ—શાન્તિ—શાન્તિઃ *

હિન્દી ઉપરથી સ્વલ્પ સુચિત. લેખક

---

# કલ્પદ્રુમ વાંચકવર્ગ.

### અમારા ગ્રાહકોએ અવશ્ય વાંચવું.

આ અંકથી આ પત્ર તૃતિય વર્ષમાં પ્રવેશ કરે છે. ગયા એ વર્ષમાં આ પત્રે વાંચવર્ગની શું સેવા બજાવી છે તે ફરી ફરી યાદ કરાવવાની અમે જરૂર જોતા નથી. એ સેવાના બદલામાં અમે શું પ્રાપ્ત કર્યું હશે તેનો ખ્યાલ પત્રકારનો અને સાહિત્ય સેવાનો ધંધો કરનારજ સમજી શકશે. ગત વર્ષમાં પત્રને તદન નિયમિત પણેજ પ્રગટ કરવાનો નિશ્ચય હતો અને તેમ કરતેજ પણ સમયનો રંગ ન્યારો છે. એ વર્ષમાં સુરતમાં અને અન્ય સ્થળોએ પ્લેગ બહુજ ફાટી નીકળ્યો અને એ ઉપરાંત બીજી પણ એવી અગવડો નડી કે જેથી નિશ્ચય પાળી શકયો નહિ છતાં સમજુ વાંચકવર્ગ એટલું તો જોઇ શકયોજ હશે કે ગયા વર્ષના લવાજમમાં અમે સોંઘવારીમાં પણ ન આપી શકાય તેટલું વાંચન આપ્યું છે. સખ્ત નુકશાન વેઠીને એ રીતે અમે અનિયમિતપણાનો બદલો આપવાનો વિચાર કર્યો હતો પણ બેકદર વાંચકવર્ગમાં અમારો પ્રયત્ન સફળ થયો નહિં. છેલ્લો અંક પ્રગટ કરતી વખતે અમને આશા હતી કે સમજુ

વાંચકવર્ગ અમારી મુશ્કેલીનો ખ્યાલ કરી અનિયમિતપણાના દોષ માટે ક્ષમાની ઉદારતા બતાવશેજ પણ છેલ્લો અંક પ્રગટ થતાં પહેલાજ પાંચ પચાસ હજાર રૂપિઆ ધીરનાર પણ ન કરે તેવી સખ્ત ઉઘરાણીના તથા 'હવેથી પત્ર બંધ કરીશું' એવી મતલબના કદરદાન પત્રો મળ્યાં. ગુજરાતના માસિકપત્રોમાં આ માસિકનું લવાજમ ઓછામાં ઓછું. છે. તેમાં પણ અગિયાર અંક તો મોકલી ચૂક્યા હતા છતાં એક અંકના પૈસાથી કેમ જાણે અમે હવેલી બંધાવી દેવાના હોઇએ તેમ કડક ઉઘરાણીઓ થઈ. ખેર. છેલ્લો અંક મોકલાઈ ચૂકયો. ભેટનું પુસ્તક ત્યાર પછી આઠ દિવસે રવાને થવાનું હતું તે ખુલ્લુંજ છાપી દીધું હતું. અમને આશા હતી કે અમારી સેવાથી જેઓ સંતુષ્ટ ન થયા હોય તેઓ એ મુદત દરમ્યાન પત્ર બંધ કરવા જણાવશેજ પણ કદરદાન વાંચકવર્ગે પોતાની લાયકાત બતાવવાનોજ નિશ્ચય કર્યો હતો. અંક મોકલાયા પછી અમને પત્ર બંધ કરવાના બહુજ થોડા પત્રો મળ્યા તેથી અમે માન્યું કે બાકીના તમામ ગ્રાહકો કાયમ રહેવા ખુશી છે. ત્યારબાદ ભેટનું પુસ્તક વી. પી. થયું અને તેનો સંખ્યાબંધ ગ્રાહકોએ અસ્વીકાર કરી નાહક અમને નુકશાનમાં ઉતાર્યા. આવા ઉદાર ગ્રાહકોના નામો હવે પછીના અંકમાં અમે પ્રગટ કરીશું જેથી ઉછરતા પત્રકારો તેવાઓથી ચેતતા રહે. અલબત્ત અમે માનીએ છીએ કે તમામ વી. પી. જાણી જોઇને પાછા નહિજ ફર્યા હોય. કેટલાક ભૂલથી પણ પાછા ફર્યા હશે. છતાં પોષ્ટખાતાના "માલીક લેવા ના કહે છે" એ રીમાર્કથી ઘણા વી૦ પી૦ જાણી જોઇનેજ પાછા ફેરવેલા હોવાની અમારી ખાત્રી થઈ છે. સાહિત્ય સેવા મારફતે જનસેવા કરવાની જેમની ઇચ્છા હોય તેમને અમે વિનંતી કરીએ છીએ કે ગુજરાતી વાંચક વર્ગ જ્યાર સુધી પત્રકારોની મુશીબતોનો ખ્યાલ કરવાની ઉદારતા ધારણ કરી

શકે નહિ ત્યાં સુધી તેમની ઇચ્છા મનમાંજ સમાવી રાખવીએ વર્ષમાં અમને કડવો અનુભવ મળ્યો છે. ગ્રાહકો તો બિચારા એમજ સમજે છે કે પત્રકાર આપણા લવાજમમાંથી કોણુ જાણે કેટલાએ રૂપીઆ કમાઈ જતો હશે જ્યારે પત્રકારની એવી દશા હોય છે કે ખોટનો ખાડો પુરવાને કયાંથી સગવડ કરવી તેનોજ રાત દિવસ વિચાર થયા કરતો હોય છે.

ઉપર મુજબ અમારી કદર થવા પછી અમે પત્ર બંધ કરવાનોજ નિશ્ચય કર્યો હતો પણ અમારા કેટલક સ્નેહી અને શુભેચ્છકોએ "સત્કાર્યનો બદલો ઇશ્વર આપશે" એમ કહેવાથી અને નવિન ગ્રાહકો સારી સંખ્યામાં મેળવી આપવાનું આશાવચન આપવાથીજ આ પત્ર ચાલુ રખાયું છે. અમારા વાંચક વર્ગે ખાસ જાણવું જોઇએ કે આ કાર્ય અમે તદન નિઃસ્વાર્થપણે. બદલની સહજ પણ આશા રાખ્યા શિવાય કરીએ છીએ. જો અમારા આશ્રયદાતાઓ પણ અમને એ કાર્યમાં મદદ આપનો નિશ્ચય કરે તો નુકશાન ભોગવવાં છતાં પણ અમને ઉત્સાહ રહે અને અમે કંઇક વધુ કરી બતાવીએ. દરેક જણ જો નિશ્ચયજ કરે તો પોતાના સ્નેહીવર્ગમાંથી બે ચાર ગ્રાહકો સહજ મેળવી શકે તેમની એ મહેનતનો પણ અમે બદલો તો આપી શુંજ અને તે વિષેથી વીગત "નવી ઇનામમાળા" એ હેડીંગ નીચે આવેલી યોજનાઓ વાંચવાથી સમજી શકાશે. આ પત્ર કોઇ વ્યક્તિનું પેટ ભરવાનું સાધન નથી એટલે ગ્રાહકો વધારનાર સાહિત્ય સેવાના પુણ્યફળ ઉપરાંત પોતાના શ્રમનો બદલો વિવિધ ઇનામોથી મેળવશે.

"વ્યવસ્થાપક"

તા. ક. ઉપરોકત મુશ્કેલીઓના પરિણામેજ ગયા વર્ષમાં ભેટો વગેરે યથાસમય મોકલાયા નહોતા. જેમને તે મેળવવાના બાકી હોય તેમણે એક પત્ર લખી તે બાબતની ખબર આપવી.

# આભાર દર્શન

**સાહિત્યપ્રેમી બંધુ,**

બે વર્ષમાં અનેક મુશ્કલીઓમાં આપની સેવા કર્યા પછી આજથી અમે તૃતિય વર્ષમાં પદાર્પણ કરીએ છીએ. અમારી સેવાનો સત્કાર કરી અમને સહાય કરી છે તે માટે આપનો તથા ગ્રાહકો વધારનાર સર્વ સ્નેહી શુભેચ્છકોનો આભાર માનીએ છીએ.

આ વર્ષમાં અમે શું શું કરીશું તેના આગળથીજ બણગાં ફૂંકવા કરતા એટલુંજ જણાવીશું કે આ વર્ષે અમે તમામ જાણીતા લેખકોના ઉત્તમ લેખો, વાર્તાઓ, કાવ્યો, જીવન ચરિત્રો વગેરે જ્ઞાન અને આનંદ આપે તેવા વિષયો તદ્દન નિયમિતપણે પ્રગટ કરીશું. ગ્રાહક સંખ્યામાં કંઈક સંતોષકારક વધારો થાય તો પત્રને સચિત્ર કરવાનો અમારો વિચાર છે પણ એક હાથે તાળી પડી શકે નહિં તેમ અમારા વિચારના ટેકામાં ઉદાર વાંચક વર્ગે નવિન ગ્રાહકો મેળવી આપી અમને મદદ કરવી જોઇએ.

ગત વર્ષમાં રા. **છગનલાલ હરીલાલ પંડયા**, રા. **અંબેલાલ સવરામભાઇ**, રા. **જયન્તીલાલ મંગળજી ઓઝા**, રા. **પ્રભાશંકર મંગળજી ત્રિવેદી**, રા. **સ્નેહયોગી**, રા. **એસ. ડી. પંડીત**, રા. **માણેકલાલ મહાદેવ વોરા**, રા. **બાલકવિ**, રા. **યાત્રાળુ**, તથા રા. **ધીરજ** જેમણે પોતાના સમયનો ભોગ આપી લેખો તથા કીમતી સલાહની મદદ કરી છે તે સર્વનો હૃદય પૂર્વક આભાર માનું છું આશા છે કે એ અમારા સ્નેહીઓ હવે પછી પણ અમારા તરફ કૃપાદ્દષ્ટી રાખશેજ.

વિશેષમાં અમારા ગ્રાહકો જાણીને ખુશ થશે કે ગુજરાતના જાણીતા સુપ્રસિદ્ધ લેખક **વસન્ત** પોતાના મીઠા રસભર્યાં કાવ્યો, બોધક વાર્તાઓ વીગેરે દરેક અંકમાં આપશે. એ શિવાય બીજા પણ કેટલાક જાણીતા લેખકો હવેથી 'પુષ્પહાર' માં દેખાવ દેશે.

છેવટે શ્રી મહાશક્તિ સરસ્વતી જેની સેવામાંજ આ મારો અલ્પ પ્રયત્ન છે અને જેની કૃપાથીજ તે ટકી રહયો છે તેનો અને સમગ્ર વાંચક વર્ગનો આભારમાની વિરમીશ.

લી. સાહિત્ય સેવક,

**ચંપકલાલ ગીરધરલાલ જરીવાલા** પ્રયોજક.

**રોયલ એડીશન:—** ગયા વર્ષનો છેલ્લો અંક પ્રગટ થયા પછી ભેટનું પુસ્તક રવાના કરવાનું કાર્ય ઘણીજ ઉતાવળથી થયલું હોવાથી ઘણા સદ્‌ગૃહસ્થોને રોયલ એડીશન (પુષ્પહારની ઉંચા કાગળ ઉપર છપાતી કોપી) માટે ઓર્ડર કરવાનો સમય મળી શકયો નથી. તેથી જેઓનું ચાલુ કાગળની એડીશનનું લવાજમ મળી ગયું હોય પણ **રોયલ** એડીશન મંગાવવાજ ઇચ્છા હોય તેમણે આ અંક મળ્યા પછી તે વિષેની ખબર આપવી એટલે તેમનું નામ "**રોયન એડીશન**" ના લીસ્ટમાં દાખલ કરી હવેનો અંક ૦-૯-૦ ના વી. પી. **થી** રવાના કરવામાં આવશે.

# "કિરતારની કૃતિમાં રહો મુજ ભક્તિ અંતરની સદા"

લેખક—મહારાજા શ્રી અનિલ.

એક રમ્ય સાંઝે :વિહરતાં
સરિતા તટે આવી ચઢયો,
દેખાવ દિવ્ય વિલોકતા
આભાસ અંતરમાં થયો.
કુદરત તણા ચમકારમાં
મુજ વૃત્તિ ઉંડી ઉતરી
જળમાં પડયા પ્રતિબીંબપર
મુજ સ્હેજ દૃષ્ટી ગૈ ઠરી— ૧
ત્યાં શિતળ લહરી પવનની.
મધુરી સુખદ ફુંકી રહી—
સંગે સુવાશ મીઠી ભરી.
ચોપાસમાં પ્રસરાવતી,
આ ચિત્રમય સંધ્યા સમે
અસ્તે જવા રવી આદરે
એ રંગી રંગી વાદળો
દેખાવમાં વૃદ્ધી કરે——૨
ઋતુ ગ્રીષ્મની [ઉ]પજતી દીશે
વરષા કરન્તિ ડોકીયું.

સુસવાટ વાધ્યો પવનનો
સમજાય ના આ શું બધું ?
આકાશ છાયું અભ્રથી
ત્યાં ઇંદ્ર ચાપ - ખૂબી ભરે.
વિદ્યુત લાગી ચમકવા.

ને મેવલો ગાજી રહે——૩
આ ગગન ગર્જન :મેઘ ઘર્ષણ.
આંભમાં થાતું શુણી.
ગર્વિષ્ઠ મન મદ મોરલા
ટહુકી ઉઠ્યા શીરમાં :ધુણી
ને રીઝવવા નીજ નારીને
ફરતે ફરન્તા ફુંદડી—
વિકસાવી પીચ્છ કળા કરી,

નાચન્ત સંગે સુંદરી —૪
આ ટહુકડા નીલ કંઠના.
શુણી કોપ કરતી કોકીલા.
ગર્વે ગરી ટહુકે ચહડી.
ત્યમ ત્યમ રીઝે જાન શોખીલા.
પણ કોકીલા તે કોકીલા.
હારી પછીથી લાજતી—
છૂપી લપાઈ આમ્ર તરૂપર
ક્વચિત્ દૃષ્ટે આવતી——૫
એ મયુર કોકીલ નાદ યુદ્ધ

પ્રવાહ ફેરા મધ્યમાં.
કંહી દૂર દૂર શુણાય ટહુકો
" પીયુ " સમા શુદ્ધ શબ્દમાં,
આ અનર્ગલ જલ સરિતનું
પ્યાસો પપૈયો ના ચહે.
સ્વાતી તણા કણ વારીનો
ભીક્ષુ સદા ભીક્ષુ રહે—૬
એ ટેકીલાના ટેકની.
સાચી કસોટી આખરે
દેવો તણા અધીરાજ પામી.
વૃષ્ટિ અમૃતની કરે—
એ વૃષ્ટિના આલ્હાદમાં
સૃષ્ટિ તણા પ્રાણી બધા
અંગેભરી સ્ફુરતી અનુપમ.
કંઈક કેલી માંડતા—૭
કો નાચતાં કો ખેલતા
મન મસ્ત થઇ કો ડોલતા.
નીજ નીજ પરિજન વૃંદ ભેગા
રાખીને કલ્લોલતાં—
વળી આપ આપ અવાજથી
જે શુર સંગિત કહાડતાં
તે નાદ મધુર કઠોર મીશ્રિત
કંઇક રાગ સજાવતાં—૮

તે તાનમાં મસ્તાન બની.
મોહાન્ધ સરખા મૃગલા.
નિર્દોષ કંઇ વૃક્ષો તળે
થંભી રહ્યા સમ પૂતળાં
વળી મેઘવર પામી ઋતુમતી
તપ્ત થયલી મેદની
આ સમય સુખથી તૃપ્ત થઇ
મદ ગંધમાં બ્હેંકી રહી— ૯
માનું સુભાગ્ય હું માહરૂં.
પ્રભુ મ્હેર મુજપર સર્વથા
અવતાર માનવનો દીધો
સો સૃષ્ટિ લીલા સમજવા.
શુભ બુધ્ધ સંપત્ત સુખ આપી
ભક્તિ સ્થાપી ઉરમાં
એ સર્વના આભારમાં
નમું ચરણ ત્હારા નુરમાં—૧૦
ને ભારતીમાં રત રહી
વીણા વગાડું પ્રેમની.
ઉદ્ધાર ભારત વીનવું
કર ઇંદ્ર વૃષ્ટિ અમી તણી
હું એજ માંગુ એટલું,
સંતોષ સેવી સર્વદા
“ કિરતારની કૃતીમાં રહો
મુજ ભક્તિ અંતરની સદા ”—૧૧

## સત્કાર!



ચારિત્ર્ય, નીતિ, જ્ઞાનની સુગંધથી ભરપુર ઘણા,
વળી દેશ સેવા ધર્મના પુષ્પો અતી સોહામણા.
ભીન્ન ભીન્ન પુષ્પો ચુંટીને ગાંઠી દીધા રૂડી રીતે
સજ્જન તણા સત્કાર માટે હાર મેં ગુંથ્યો પ્રીતે.

વિશ્વવિહારી.

# ઇશ્વરની સર્વદેશી પુંજા

( ગઝલ-કવ્વાલી.)

પિતાજી! વિશ્વના ત્રાતા ! પ્રભુજી દીનનાં ભ્રાતા !
બધા અજ્ઞાન ને જ્ઞાની વિવિધ રૂપે તને ધ્યાતા
પૂજે કોઇ અગ્નિ કે જલમાં, વળી કોઇ તીર્થના સ્થળમાં;
કરી પાષાણુની પ્રતિમા ઘરે ઘર આપ પૂજાતા !
કહેછે કોઇ પુરાણોમાં, કહે કાબા-કુરાનોમાં;
ઘરે-બ્હારે-વિરાનોમાં, બધે બેસો તમે ગાતા !
ઘણી જ્ઞાની અને ભકતો, મુની, યોગી, મહાત્માએ ;
ધરીને ધ્યાન ઋષિ—સંતો, નિરંતર આપને ધ્યાતા !
ભરીછે જ્યોતિ જલ સ્થલમાં, તમે છો ગામ જંગલમાં
તમે ફુલ, પાન ને ફુલમાં, રહયા વ્યાપી મહાજ્ઞાતા !
રચીને વિશ્વલીલા આ, જડી જડ-મૂલ કુદરતનાં;
જડયા આકાશમાં ખીલા, સીતારાના તમે ત્રાતા !
બધાં બ્રહ્માંડ સરજનારા, પિતાજી પાળનારા છો !
સદા સંભાળનારા છો, તમે બંધો ! તમે ભ્રાતા !
પડે જ્યાં મોહનો ધોકો, મમત ત્યાં વાળતી ચોકો;
ભૂલીને આપને લોકો, ખતા બહુ ખોફના ખાતા !
ગુનાહોની શિશુ જાણી, ક્ષમા આપો દયા આણી;
સુણી આ રંકની વાણી, વળો સૌને હ્રદય શાતા;
જગતના માનવો ! આવો, અને આ સ્વર્ગના દેવો !
ઉઠાવો આજનો લ્હાવો, ગજાવો નાથ ગુણ ગીતા.

વસન્ત.

# ફુલમાળા.

ફાગણ માસ- શુકલ પૂર્ણીમાનો સમીસાંજનો સમય-સુમારે સાત સાડા સાત થયા હશે. આજ આખા મુંબઇ શહેરમાં વસનારો હિન્દુ સમાજ હોળી સળગાવવાનો એક સરખી રીતે પ્રયાસ કરી રહેલો હતો. થોડા-ઘણા નાકાઓ ઊપર હોળી સળગી હતી-કોઇક કોઇક સ્થળે હોળી સળગવાની તૈયારીમાં હતી. આ હોળીના દિવસોમાં હોળીને મદદ કરનારાઓ ( ઘેરીયાઓ ) નાં મુખવાદ્ય સૂર્યનારાયણ ભગવાનના અસ્ત થતાં સમયે-ચાર-પાંચના અમલથી શરૂ થઇ ચુકેલ હતાં. સૂર્યાસ્ત થતાં થતાં તો તેઓના મુખવાદ્યનો સૂર પહાડી રાગમાં વધવા લાગ્યો હતો, અને તે વધતાં વધતાં નિરંકુશપણે અધિક જોષમાં વ્યોમ મંડલમાં જવા લાગ્યો ! એક વ્યકિતની જગાએ અગિયાર, અને પાંચ ટોળીની જગાએ પંદર એવી રીતે મંડલનો જમાવ જ્યાં ત્યાં થવા લાગ્યો હતો. શિશુવયના કુમળા બાળકથી તે સીતેર વર્ષના બુઢ્ઢા પર્યંત દરેક વ્યકિત નિર્લજ્જપણે આ અનંગવાદ્યને યાશક્તિ સહાય કરતાં હતા. આવા પ્રકારના બિભત્સ કાર્યમાં સહાયતા રૂપ થતાં કોઇ પણ વ્યકિતના હૃદયમાં પોતાની યોગ્યતાનો-યત્કિંચિત વિચાર સરખો પણ આવ્યો નહોતો; તેમજ દરેક વ્યક્તિએ પોતાના દરજ્જાનું ભાન ભૂલી ન્હાના મ્હોટાની શરમાશરમીનો પડદો ચીરી પોતાની વયનું મહત્વ વિસરી, યોગ્યાયોગ્યનું ભાન સરખુંએ રાખ્યું ન હોતું ! એટલુંજ નહિ બલ્કે બે પગલાં આગળ વધી કહીએ તો કોઇ વ્યકિતએ ભેદાભેદ રાખ્યા

શિવાય પોતાની ન્હાની મ્હોટી વહુ, બેટીઓના બિભસ્ત શબ્દોથી અપ્રવિત્ર થવની દરકાર સરખીએ રાખી નહોતી; અરે ! તે દરકાર રાખવાનું ભાન સરખુંએ ત્હેમનામાં નહોતું. સૂર્યભગવાનનો રાજ અમલ ઉતરતાં તેઓની અવેજી તરીકે રજનીનાથની નિમણુંક થયાનું ભાન ઇન્દુના શિતળ કિરણોએ જનસમાજને કરાવ્યું–અર્થાત્ ચંદ્રનો પ્રકાશ ચારે દિશામાં એક સરખી રીતે પથરાવા માંડ્યો હતો. રાત્રી પડતાં શ્વાનોને ભમવાનું બળ વધુ આવે છે તેવીજ રીતે આજના બિભત્સ મંડલમાં ભાગ લેનર બિભત્સ શબ્દોચ્ચાર કરનાર નરપિશાચોને પણ ચંદ્રના પ્રકાશમાં ડબલ જોર આવ્યું હોયની ! તેવી રીતે તે નરપિશાચોએ મુખવાદ્યની ગર્જનાથી આકાશ મંડલને ભેદવા માંડ્યું.

નીતિ પંથે ચાલનાર સદ્દગુણિ માણસને અપશબ્દો કેવા ભયંકર દુઃખદાતા થઇ પડે છે તેની કલ્પના શુદ્ધાંત દૂર્જનોને આવવી મુશકેલ છે. ઉપરોકત સદ્ગુણોની મૂર્તિ રમાબાઇને આજની હોળીના પ્રસંગે ગવાતા ફાગનાં ગીતોના શબ્દો ઉરભેદી અતિ દુઃખકર લાગતાં હતા. તે નરપિશાચોના બિભસ્ત શબ્દો-મુખવાદ્યથી સાંભળતાં પોતાના શ્રવણપટ ઉપર પોતાનો હાથ દાબી દેતી હતી-જાણે કે તે શબ્દોને પોતાની શ્રવણેંદ્રિયને સ્પર્શ કરતાં અટકાવતી હોય. આ ઉપરાંત તે બિચારી અબળા શું કરી શકે ? અન્યનાં મૂખ બંધ કરવાનો અધિકાર તેની પાસે થોડોજ હતો ! ફક્ત એક તેનો દેવેંદ્ર (રમાના છોકરા) તેના કબ્જામાં હતો. તે તેની એકેએક આજ્ઞાનું પાલન કરતો હતો. રમાબાઇએ આજ સવારના પહોરમાંજ કહી રાખેલ હતું કે,:– બેટા દેવેંદ્ર ! આજ ઘેરાઇયા ગમે તેવા અપ–

શબ્દો બોલે પરંતુ આપણે કદાપિ પણ તેવા અપશબ્દો બોલવા નહિ. હાં! આપણે તો આપણા ઇષ્ટ દેવનુંજ સ્મરણ કરવું સમજ્યોને? ભાઈ! મેં ત્હને કૃષ્ણનું પેલું ભજન શીખવ્યું છે તે તને યાદ છે ને? કેવું સરસ છે! તું ગા જોઇએ? તું ગાઇશ તો મારો દેવેંદ્ર ડાહ્યો છે; એવું હું સમજીશ. ભાઈ! તું ગાઇ રહીશ એટલે હું ત્હને મારા અંકમાં બેસાડી તને કીસ (ચુંબી) લઈશ. સમાજ ગમે તેવા ઠઠ્ઠા મશ્કરી કરે પણ તેઓની પાસે આપણે જવુંજ નહિ; કારણકે, અપશબ્દો બોલનાર છોકરાંની અપકીર્તિ થાય છે માટે તેવા છોકરા સાથે ત્હારે રમવું નહિ. જ્યાં ઠઠ્ઠા મશ્કરિ જેવું જણાય કે તરતજ આપણે આપણા ઘરમાં આવતા રહેવું, વારૂ! ભાઇ તે ભજન ગા તો?"

દેવેંદ્ર:—

"દીન દયાળુ છે મ્હારો શ્યામ, મ્હારો શ્યામ મ્હારો શ્યામરે
કરૂણા સાગર ભક્ત વત્સલ એજી
ભીડ ભંજન એ કરૂણા સિંધુરે
રહેમી સૌપર છે સુંદર શ્યામ, સુંદર શ્યામ સુંદર સ્યામરે—કરૂણા૦
કીડીને કણ હાથીને મણ
એમ સૌને પોષે મ્હારો કહાન, મ્હારો કહાન મ્હારો કહાનરે—કરૂણા૦
(કૃષ્ણ-ચરિત્ર)

ઉપરોક્ત ભજન દેવેંદ્રે પોતાના કાલાકાલા શબ્દોમાં ગાઈ પોતાની માતાનું હૃદય ભક્તિથી છલોછલ ભરી નાંખ્યું. રમાબાઇએ હર્ષાવેશમાં આવી જઇ દેવેંદ્રને ખોળામાં બેસાડી ઉપરાઉપરી દશ-પંદર બચીઓ કરી લીધી. વાત્સલ્ય પ્રેમ! અહાહા! આ દુનિયામાં અપત્ય

પ્રેમ!! શું નથી કરતો? વ્યાસજી જેવા શુકદેવમાં લુબ્ધ બન્યા હતા તો પછી આ તો ગરિબ બીચારી રમાબાઇ દેવેંદ્રમાં લુબ્ધ બને તેમાં શું નવાઇ? બાળકને માટે એવો કોણ હિણભાગી હશે કે તેનું મુખ જોતાં તેનું હૃદય આનંદિત ન બને? કહ્યું છે કેઃ—

"અહો! નિર્દોષ!! બાલુડાં!
"ત્હમોપર પ્રેમ! ઘણે રાખું;
"ઉછળતી હૃદયોર્મિ!
"જીગરમાં શી? રીતે દાબુ:?
"તજી નિશા તણી નિંદ્રા?
"હૃદય 'ઉષા' મહીં આવે!
"પ્રભો! બાળક! ઘણાં વ્હાલાં,
"ઉમળકા હેતનાં આવે!
"નહિ જોયું; નહિ શીખ્યું!
"કદાપિ આ જીગર એવું;
"નહિ દીઠું બતાવ્યું ત્હેં!
"અજબ! વિશ્રામનાં જેવું!
"વદન જોતાં ત્હમરૂં તો;
"પ્રભૂનો ખ્યાલ આવે છે; (!)
'મીઠી કુદરત તણી વાતો!
"અભેદ! આજે શીખાવે છે!"

રમાબાઇએ દેવેંદ્રને બહાર રમવા જવાની રજા આપી અને ઉપરોક્ત શિશુ ભાવનાની ગજલ તેના મુખમાંથી નીકળી ગઈ: દેવેંદ્ર— બાળક હોવા છતાં રમાબાઇની આજ્ઞાની બહાર કદાપિપણ [illegible]

પોતાનું વર્તન ચલાવ્યું નહોતું, જે ઉપરથી રમાબાઈની પક્કી ખાત્રી હતી કે, દેવેંદ્ર પોતાની આજ્ઞા બહાર કદાપિ જશે નહિ, એવું ધારીને દેવેંદ્રને બહાર રમવા જવાની ત્હેણે આજ્ઞા અપી હતી. શાણા દેવેંદ્રે પોતાને રમવા જવાની માતા તરફથી છુટ મેળવી, પરંતુ માતાની આજ્ઞા બહાર જઇ ત્હેણે મળેલી છુટનો કિંચિંત પણ દુરૂપયોગ કીધો નહિ, શિશુવસ્થામાંજ આજ્ઞાધારક દેવેંદ્ર જેવાં બાળકો આ ભરત-ખંડને લાભો એવી આ લેખકની પ્રભુને પ્રાર્થના છે; દેવેંદ્ર ગમે તેવો પણ બાળકજ ! તેની રમત કરવાની તેમજ અવલોકવાની શક્તિએ તે આજ આખો દિવસ બહાર રમ્યો; પરંતું ઘરમાં આવ્યો તોપણ ત્હેણે પોતાના મુખમાંથી એક પણ અપશબ્દ બહાર નીકળવા દીધો નહિ; તેમજ આપણાથી વડિલ વર્ગ પૈકી દરેક જણ અપશબ્દ બોલે છે તે સાંભળીને આપણે પણ તેવાં શબ્દો બોલીયે તેમાં શું વાંધો ? એવો વિચાર સુદ્ધાંત દેવેંદ્રે પોતાનાં મનમાં આવવા દીધો નહિ, એટલુંજ નહિ બલ્કે પોતાના સમોવડીયાને બિભસ્ત શબ્દો બોલતો સાંભળી ત્હેને મનમાં ખેદ થયો : દેવેંદ્રે તેને પોતાની પાસે બોલાવી કહ્યું કે, "ભાઈ ! તું આવા અપશબ્દો બોલે છે, તેથી ત્હારી માતા ત્હને કદાપિપણ પોતાના ખોળામાં વ્હાલથી બેસાડી ચુમ્બન કરશે નહિ સમજ્યો ?" દેવેંદ્રના ઉપરોક્ત શબ્દો સાંભળી પાસે બેઠલા બેચાર બુઢ્ઢાંઓને પણ શરમ આવી ! અને તે બાળક તો ચુપચુપ દેવેંદ્ર પાસે જઇને બેઠો.

સંધ્યા સમય થતાંજ દેવેંદ્ર પોતાના એક સમોવડીયાને લઇને ઘરમાં આવ્યો. તેની મા અત્યારે રસોઇની તૈયારી કરતી હતી. દેવેંદ્ર દોડતો જઇને ત્હેના ખોળામાં બેઠો, અને પોતાના બન્ને કુમળા

હસ્તોનો સ્વસ્તિક પોતાની માતૃશ્રીની ગ્રીવાની આસપાસ વાળ્યો; પોતાનું નિર્દોષ વદન તેના મુખ આગળ ધર્યું, અને બોલ્યોઃ—"બા! બા!! મને બકુલની માળા ઘાલ. આ મ્હારા મિત્રે (તે છોકરાનું નામ સરસ્વતિચંદ્ર હતું) કેવી સુન્દર બકુલનીમાળા પ્હેરી છે? મ્હને પણ બકુલની માળા તું ઘાલ; ઘાલ બા બકુલની માળા ઘાલ"

દેવેંદ્રના મુખમાંથી કાલાકાલા શબ્દોરૂપી અમૃત ઝરતું જોઇને રમાબાઇના મુખમાંથી એક ઉંડો નિસાસો નીકળ્યો, અને ત્હેની સાથેજ તેના નેત્રોમાંથી બેચાર અશ્રુ બિન્દુઓ નીકળી પડયા.

"રે! રે! શ્રદ્ધા ગત થઇ પછી કોઇ કાળે ન આવે?"

(કલાપી)

રમાબાઇએ પોતાની નિર્બળતાની અસર દેવેંદ્રના કુમળા મગજ પર ન થવા પામે તેવો પ્રયત્ન કર્યો, પરંતુ ઉપરોક્ત લાઇન તેના મુખમાંથી આપોઆપજ સરી ગઇ! અને તેનો થયેલો પ્રયત્ન વ્યર્થ ગયો. પોતાના નેત્રોનાં અશ્રુબિન્દુ લૂંછી નાખી તેણે દેવેંદ્રને સમજાવવાનો યુક્તિ પ્રયુક્તિથી પ્રયત્ન કર્યોઃ—"ભાઇ દેવેંદ્ર! ઘાલીશ હોં! સવારે માળી આવશેને? તેની પાસેથી લઇને જરૂર ત્હને બકુલની માળા ઘાલીસ. તું કહીશ તેટલી ઘાલીશ" રમાબાઇ આ બોલો બોલી ખરી, પરંતુ આપણે અત્યારે જે બોલ બોલીએ છીએ તે આપણે પાળી શકનાર નથી એવું સમજીજ તે બોલી હતી. અને જેથી કરીનેજ તે ઉપરોકત શબ્દો બોલતા અચકાઇ હતી. બકુલની એક નજીવી ક્ષુલ્લકમાળા! બે ચાર આનાની વિસાત, પરંતુ તે માળા નજરે નીહાળવાને પણ અત્યારે તો રમાબાઇ ને દુર્લભજ હતી! રમાબાઇની શિલક આજ ગણીને ગાંઠી ૦—૦—૯

છ પાઇ હતી. એ શિલ્લક ખર્ચીને પણ તેણે દેવેંદ્રની માગણી પુરી કરી હોત, પરંતુ ૭ પાઇમાં બકુલનીમાળા આવે પણ ક્યાંથી ? તેમજ વળી દુકાળ વર્ષમાં અધિક મહિનો એ પ્રમાણે આજ તહેવારનો દિવસ, બકુલની એક માળાના આજ કમીમાં કમી દોઢ પોણાબે રૂપીયા પડતા. વળી દેવેંદ્રે આજ મ્હોટી આશા ધરીનેજ બકુલની માળાની માગણી કરી હતી. પરંતુ તે માળા લઇ આવી પોતાના એકના એક વ્હાલા બાળકની ઇચ્છા તૃપ્ત કરવા જેટલું સામર્થ્ય પણ આજ આપણામાં નથી, એ જાણીને રમાબાઇને આજ ઘણું ઓછું આવ્યું આથી આ સંસારમાં અધિક દુર્દૈવ શું હશે ? દેવેંદ્રની અત્યારે કોઇ પણ પ્રકારે સમજુત કરવી જોઇએ એવો પોતાનો માતૃધર્મ વિચારી રમાબાઇ ઉપરોક્ત ઠગાઇ ભર્યા શબ્દો બોલી હતી.

મોંઢાની લુખી મિઠાશથી આજ દેવેંદ્રની સમજુત થઇ નહિ તે તો આજ હઠ લઇ બેઠો. બાળ હઠનો અનુભવ જેએને રમાબાઇની મફક થયો હોય તેજ રમાબાઇનુ અંતઃકરણ જાણવાને અધિકારી ગણી શકાય. દેવેંદ્રની ઇચ્છા તૃપ્ત નહિ થતાંજ તે પોતાની ઇચ્છાને તૃપ્ત કરવા રડવા લાગ્યો પરંતુ દેવેંદ્રને ઓછીજ ખબર હતી કે મ્હારા રડવાથી મારી માતાને શું દુઃખ થતું હશે ? કારણ કે.

" ન્હાનું બચ્ચુ રમત કરતાં ચીસ પાડે અજાણે !"
" શું ? જાણે કે ફફડી ઉઠે માતનો જીવ ત્યારે ! ?"

( કલાપી )

પ્રત્યેક બાળકમાં અવલોકન શક્તિ વધુ હોય છે, અને તે બાબતનો એક એવો કુદરતીજ નીયમ છે. આ નિયમાનુસારજ દેવેંદ્રે પણ રમાબાઇનું અનુકરણ કરેલું હતું. રમાબાઇને દરેક જાતના પુષ્પો

અતિ પ્રિય લાગતા હતા પોતાની આર્થિક સ્થિતિ સારી હતી ત્યારે તે હરનિશ બકુલના ફુલની વેણી ગુંથી પોતાના કેશ કલાપને બાંધતી હતી. આવી રીતની બકુલની ઉપરની રમાબાઇની પ્રિયતા દેવેંદ્રમાં ઉતરી હતી કે કેમ ? તે સમજવું અશક્ય હતું કારણ કે,—

" આભ, ગાભ ને વર્ષાકાળ, સ્ત્રી ચરિત્ર ને રોતા બાળ; "

" તેની જો કોઈ પરીક્ષા કરે, તો સહેદેવ જોષી પાણી ભરે "

પરંતુ એટલું તો નિઃસંશય કબુલ કરવું પડે છે કે, દેવેંદ્ર ન્હાનપણથીજ બકુલ પુષ્પોને નિહાળતો હતો અને તે નીહાળતાંજ બકુલ માટે હર્ષઘેલો થઇ જતો હતો. આજની હઠ માફક તાજાં બકુલ પુષ્પોની માળા માટે તે ઘણીક વખત હઠ કરતો હતો, અને તે માળા મળી કે ભમ્રર જેમ કમળઉપર ગુંજાર કરે તેવી રીતે તે પણ રાજી રાજી થઈ જતો હતો " સ્હવારે બકુલની માળા અપાવીશ " આ વાક્ય રમાબાઇના મુખમાંથી નીકળતાજ, "નહિ નહિ અત્યારેજ આપ " આવો એક પણ શબ્દ નહિ ઉચ્ચારતાં દેવેંદ્ર હતાશ—નિરાશ બની ગયો, અને તરત પોતાની વ્હાલી માતાનો ખોળો તજી દઈ પોતે પથારી ઉપર રડતો જઇને સુઇ ગયો પોતાના બચ્ચાને આવી રીતે નિરાશ હૃદયથી રડતો જોઇ કઇ માતાનું હૃદય સ્વસ્થ રહે વારૂ? દેવેંદ્રની આવી સ્થિતિ જોઇ રમાબાઈનું હૈયું ભરાઇ આવ્યું. તરત જ ચૂલા પાસેથી ઉઠી અને પેટીમાંથી પાડોશીની બકુલના જેવીજ ચાંદીની માળા સુધરાવી લાવવા આજે આણેલી હતી તે કાઢી તે દેવેંદ્ર પાસે જઇને બોલી " ભાઇ ? ઊઠ આ માળા તું અત્યારે ઘાલ સવારે હું તને બકુલની માળા લાવી આપીશ. " આટલા શબ્દો બોલી તે માળા ત્હેણે દેવેંદ્રના ગળામાં ઘાલી. આ માળાની બહુ કરીને આઠ નવ રૂપીયા જેટલી કિમ્મત હશે.

રમાબાઈ પોતાના બાળકની આવી રીતે સમજુત કરી રહેલ છે, તેવામાં દેવેંદ્રના વડિલ–રમાબાઇના પતિ મોહનલાલે દ્વાર ઉઘાડી ઘરમાં પ્રવેશ કર્યો. તેની મુખમુદ્રા અત્યારે નિસ્તેજ લાગતી હતી, તો પણ તેના હૃદયનો આવિર્ભાવ સ્પષ્ટપણે દેખાઈઆવ્યા સિવાય રહેતો નહોતો. મોહનલાલે પોતાના કોટના ડાબા ખિશામાંથી એક બકુલ-ગજરો કાઢી પોતાની ધર્મ પત્નિના હાથમાં આપ્યો, અને પોતે દેવેંદ્ર પાસે જઈ બેઠો. ધીમે ધીમે તેણે દેવેંદ્રની પીઠ ઉપર વ્હાલથી હાથ ફેરવવા માંડયો. દેવેંદ્રને રડતો જોઇ મોહનલાલે પૂછ્યું, "ભાઇ ! તું કેમ રડે છે. શું થયું ?"

દેવેંદ્ર રડતાં રડતાં બોલ્યો, "બાપુ ! આજ પેલા સરસ્વતિચંદ્રે સુન્દર બકુલની માળા ઘાલી છે."

"તારે પણ તેવીજ માળા જોઇએ છે ! બોલ."

પોતાની માના મુખ સામું જોઇને દેવેંદ્રે "હા" કહ્યું.

તુર્તજ મોહનલાલ ઉઠીને સામેની દિવાલ ઉપરની ખીંટીયેથી જીર્ણ પણ સ્વચ્છ કપડા લઇ તેણે દેવેંદ્રને પહેરાવ્યા. માથા ઉપર જુની થઇ ગયેલી પરંતુ સંભાળથી સાચવી રાખેલી ટોપી ઘાલી અને તેનો જમણો હાથ પોતાના ડાબા હાથમાં પકડી પોતે બહાર જવા નીકળ્યો. દેવેંદ્રને અત્યારે બહાર લઈ જવા દેવો નહિ એવો વિચાર રમાબાઇના મનમાં એકાએક આવ્યો, પરંતુ પોતાના મોંમાંથી રમાબાઇએ મોહનલાલને એક પણ શબ્દ કથ્યો નહિ, પરંતુ દેવંદ્રને લઇ મોહનલાલ બહાર ગયા પછી તેના-હૃદયમાં અનેકાનેક વિચારોની ભરતી થવા લાગી.

મોહનલાલ જે જગોએ રહેતો હતો ત્યાંથી માળીનું ઘર બહુ દુર નહોતું, તેના ઘેર જવાના રસ્તાના નાકા ઉપર જે એક સીધી સડક લાગતી હતી તે સડક પસાર કરી કે, સુમારે બસો કદમ માળીનું ઘર

હતું. સડક વટાવી કે, મોહનલાલે દેવેંદ્રને કહ્યું " દેવેંદ્ર ! દાગીના પહેરીને રસ્તામાં ન્હાના છોકરાએ કદાપિ જવું. નહિ, માટે તારા ગળામાંની માળા મારી પાસે રાખવા આપ, જોઇએ. ઘેર ગયા બાદ તે માળા તું ઘાલજે " આટલા શબ્દોચ્ચારની સાથેજ દેવેંદ્રે પોતાના ગળાની માળા મોહનલાલને કાઢી આપી અને ખિશામાં મૂકી દેવા કહ્યું. મોહનલાલે માળા ખિશામાં મુકતા મુકતા કહ્યું, "અહિં ઉભો રહે, હું તે માળીને ત્યાં જઇને બકુલની માળા લઇ આવું છું" " આટલું બોલી મોહનલાલ માળીની દુકાન તરફ ચાલતો થયો.

દેવેંદ્ર તેની રાહ જોઇને તેજ જગાએ ઉભો રહેલો હતો. ઘણો વખત વ્યતિત થયો પરંતુ પોતાનો બાપ પાછો આવ્યો નહિ, જેથી તે પોતે માળીની દુકાન ઉપર જવા લાગ્યો. આજુ બાજુ સાવધગીરીથી નજર ફેંકતો ફેંકતો તે માળીની દુકાને જઇ પહોંચ્યો પરંતુ મોહનલાલ ત્યાંથી કયારનોએ કંઇક નીકળી ગયો ? હતો ! દેવેંદ્ર માળીને બેચાર વખત મારા બાપા કયાં ગયા? તેવું પૂછયું. પરંતુ ઘરા કોની ગર્દી હોવાને લીધે માળીએ દેવેંદ્રનો એક શબ્દ સાંભળ્યો પણ નહિ. દેવેંદ્ર નિરાશ બની રડતો રડતો પાછો ફર્યો, અને દોડતો દોડતો સડકની ઉપર આવેલી ચાર બત્તિની પાસે આવતાં આવતામાં સામેથી પૂરા જોરમાં જતી એક મોટાર ગાડીનો તેને ધકકો લાગ્યો અને કાળ સરખી મોટર તેના ઉપરથી ચાલતી થઇ !

અરેરે ! બિચારો દેવેંદ્ર ! પાંચ છ વર્ષનો નિર્દોષ બાળક ! સંસાર રૂપી દરિયામાં ભાગ્યદેવીને આધિન બનેલી ગરીબ ગાયના જેવી રમાબાઇના જીવનો માત્ર એક વિશ્રામ ! કેવી આશાએ તે પોતાની માતુશ્રીને છોડી આવ્યો હતો, અને તેની આ શું દશા ! ! ! પ્રભૂ ! પ્રભૂ ! ! તારી ગતિ અવિપાર છો! વિધિદેવી ! તારા હસ્તથી મુકરર થયેલી બીના કોણ કળી શકનાર છે ?

ઉપરોક્ત અકસ્માત થયાને પંદર પળો પણ થઇ નહોતી તેટલા સમયમાં તે જગાએ પંદર–વીસ મનુષ્યો ભેગાં થઈ ગયાં, અને તે પંદર-વીસ મનુષ્યની ટોળી જામેલી જોઈ રસ્તે જનાર અનેક વ્યક્તિ તે જગાએ આવી ટોળું થવા લાગી ! મુંબાઇ શહેરમાં એકાદી ગટરમાં વહેતા પાણીને જોવાને એકાદ મનુષ્ય ઉભો રહયો, કે તુર્તજ તેની આજૂબાજૂ બીજા દશ-પંદર મનુષ્યો ભેગા થવા માંડે છે; તો પછી આતો ભયંકર અકસ્માત બનેલો, અર્થાત્ઃ અલ્પ સમયમાં તે જગોએ તમાશગીરોની ટોળી ભેગી થાય તે નિઃસંશય છે. સડકના નાકા ઉપર એક પોલીસવાળો ઉભો હતો તે ત્યાં આવી ભેગા થયેલા લોકોને વેરી મારવા પ્રયત્ન કરવા લાગ્યો.

ચાર બત્તિની નજદીકમાં મોટી ગર્દી જામેલી જોઇને પાસેની ચોકી ઉપરથી સિપાઇ લોકો ત્યાં આવી પહોંચ્યા, અને તેઓ જામેલી ગર્દીને એક બાજૂએ કરી, શું થયું તેની તપાસ કરવા લાગ્યા. અરે ! પણ આ જો ! તે પહેલાં ગયેલી કાળી કાળરાત્રી જેવી મોટાર, તે ગરીબ અર્ભક ઉપર ક્રુર બનનારો તે દુષ્ટ મોટર પુનઃ આ બાજૂ દોડતી શા માટે આવે છે ? પાસે આવતાની સાથે તે મોટારની ગતિ એકદમ ધીમી કરી તેની બન્ને બાજૂના ભૂંગળાને અવાજ કરતી હતી તે મોટર એક બાજૂ ઉભી કરી તેમાંથી એક શ્રીમંત ઠાઠના પોશાક વાળો તરૂણ સ્ત્રી ત્વરીત ગતિથી ઉતરી, “ભાઇઓ ! જરા આઘા ખસો, માર્ગ કરો,” એવો ઉચ્ચાર કાઢતાં ભેગી થયેલી ગર્દીમાં ઉતાવળથી ઘુસવા લાગી, અને દેવેંદ્ર જે જગોએ પડયો હતો તે જગોએ જઇને તેણે દેવેંદ્રના મુખ સામુ બારીકીથી જોવા માંડયું, જોતાં જોતાં

એકાદ અમલદાર પોતાના હાથ નીચેના નોકરને હુકમ કરે તે પ્રમાણે તેણે મોટેથી પોલીસને કહેવા માંડયું, "હવાલદાર! આ સર્વ લોકોને દૂર કરો. આ બાળકને ખુલ્લી હવા આવવા દો. આ લોકોની ગર્દીને લીધે આ બાળકનો જીવ ગભરાય છે તે તમોને દેખાતું નથી!! આ સર્વને હાંકી મૂકો" ઉપરોક્ત શબ્દો આ તરૂણ સ્ત્રીએ એવા રૂવાબથી ઉચ્ચાર્યા કે, તે સાભળતાની સાથેજ તે જગાયે ઉભા રહેલા બન્ને પોલીસોએ એક ક્ષણ પણ વિલંબ નહિ કરતાં તુર્તજ તે સઘળા લોકોને હાંકી કાઢયા પાંચ–દશ ક્ષણમાં તે સઘળી ગર્દી વેરાઈ ગઇ! એટલામાં આ તરૂણ બાઇએ નીચે બેસી તે બાળકનું મસ્તિક પોતાના અંકમાં લઈ, તેના મસ્તિકમાંથી ભડભડ નીકળતા રક્તને પોતાની સાડીના છેડાવતી લોહવા લાગી, અને પોતાના રેશમી પોલકાના ખિસ્સામાંથી એક બારીક ફેન્સી રેશમી રૂમાલ ખેંચી કાઢી તેના જખમ ઉપર ઢાંકી દીધો. તુર્તજ પોતાની સાડીના એક પાલવને ફાડી તેણે તે જખમને પાટો બાંધી દીધો ત્યારબાદ તે પોલીસ સામું જોઇ બોલી, હ–વાલદાર સાહેબ! મને જરા મદદ કરો જોઇએ.'! એટલું બોલી તે પોલીસવાળાની મદદે કરીને તેણે બાળકને પોતાના હાથમાં લીધો, અને પોતાનાં પગલાં ઘણોજ સંભાળથી મુકવા લાગી, તે પોતાની મોટર પાસે આવી કે તુર્તજ મોટર હાંકનાર નોકરે મોટરનું દ્વાર ઉઘાડયું અને તુર્તજ આસ્તેથી મોટરમાં તે બાઈ ચઢી, અને દેવેંદ્રને ગાદી ઉપર સુવાડયો, ને પોતે તેની બાજૂમાં ધીમેથી બેઠી ત્યારબાદ સલામ ભરવા આવેલા પોલીસોના સામે જોઈ, તેણે પોતાના ખિસ્સામાંથી દશ રૂપી-આની નોટ કાઢી તે પોલીસના હાથમાં આપી ને બોલી, "હવાલદાર, આ તમોને પાનસોપારી. લ્યો. મેં તમારા નંબરો લક્ષમાં રાખ્યા

છે. હું તમોને જે વેળાએ પુનઃ બોલાવું તે વેળા જરૂર આવજો હોં ? અત્યારે હું જાઉં છું. કારણ કે મારો જીવ અત્યારે આ બાળકમાં લાગેલો છે." આટલું બોલી તે પોતાના નોકરને કંઈ કહેવા જતી હતી પરંતુ કોણ જાણે તેને શું યાદ આવ્યું કે, તે સિપાઈને પુનઃ કહેવા લાગી, " આ બાળકને મેં પ્રથમ ઓળખ્યો ન હોતો, પણ તે મારી બ્હેનનો છોકરો છે. અકસ્માત ઘણો ભયંકર દેખાય છે. ઠીક ! લ્યો સાહેબજી !" આ સ્ત્રીએ પોલીશને આમ કહેવાનું કારણ પોલીસનો વ્હેમ ટાળવા માટે તો નહિ હોયને ? ગમે તેમ હેય તેનું બોલવું ખરૂં માનીને; કે પછી હાથમાં પડેલા દશ રૂપીયાની નોટને લીધે કહો જે કહો તે કહો. પણ તે પોલીસ લોકોનો સંશય નોટે દૂર કરેલો હોવાથી તે બાબતની તપાસ કર્યા સિવાય તે સિપાઈ લોકો પોતના પહેરા ઉપર ચાલ્યા ગયા ત્યારબાદ " ઘેરે ચલો " આવો હુકમ નોકરને આપતાંજ તે મોટર પોતાના ભૂંગળાનો કર્કશ અવાજ કાઢતાં ઉપડવાની તૈયારીમાં હતી તેટલામાં એક કુત્રો તે મોટર પાસે અતી ત્વરિતે આવી પહોંચ્યો. મોટર હાંકનાર નોકરે તેને હાંકી કાઢવાનો પ્રયત્ન કર્યો તોપણ તેની નજરને ભૂલથાપ આપી તે કુત્રો મોટરમાં કુદીને પેઠો. અને દેવેંદ્રનું અંગ સુંઘી જોઈ તેના પગની પાસે બેઠો, કુત્રાને બેઠેલો જોઇ અંદર બેઠેલી તે તરૂણ બાઇને બિની લાગી! તે તરૂણ સ્ત્રીએ તેમજ તેના નોકરે તેને હાકી કઢવાનો ઘણો પ્રયત્ન કર્યો, તે કુત્રાને માર્યો પણ ખરે; પણ તે વખતે તે કુત્રો ફક્ત ભમવા લાગ્યો પણ તે જગાએથી યત્કિંચિત પણ દૂર ખસ્યો નહિ ! તે ઉપરથી આ કુત્રો આ છોકરાનોજ હોવો જોઇએ આવો તર્ક બાંધી તેને તે જગોએ બેસી રહેવા દઈ તુર્તજ મોટર હાંકવાનો હુકમ કર્યો. હુકમની સાથેજ મોટાર ચાલવા લાગી.

અપૂર્ણ " સ્નેહયોગી "

## ચાલુ વાર્તા.

# દિશાભૂલ,

અનુવાદક:—ચંપકલાલ ગીરધરલાલ જરીવાળા-સુરત.

(નોટ:—આ રસિક વાર્તા 'પુષ્પહાર'ના ગયા વર્ષના આઠમા અંકથી ચાલુ થઈ છે. નવા ગ્રાહકો જેમને શરૂઆતથી વાંચવાની ઇચ્છા હોય તેમણે ગત વર્ષના છેલ્લા ૭ અંકો માત્ર ૬ા આનાની ટીકીટ બીડી મંગાવી લેવા. આ ૭ અંકોમા ચાલુ વાર્તા ઉપરાંત ચૌદ સંપૂર્ણ બોધદાયક વાર્તાઓ, કાવ્યો, ચરિત્રો વગેરે છે. બહુજ થોડી નકલો છે માટે ઇચ્છા હોય તેમણે ત્વરાથી મંગાવી લેવા. વી૦ પી૦થી પણ મોકલાશે.)

"સ્ત્રી શિક્ષણના વિષયમાં બોલવાનું માન મને આપવામાં આવ્યું છે તેથી હું મને ભાગ્યશાળી માનુ છું. એના જેવો વિકટ, મહત્વનો, કલ્યાણકારક વિષય બીજો કોઇ હશેજ નહિ; પણ લોકો ભૂલી જાય છે કે સ્ત્રીઓના શિક્ષણ ઉપરજ સમાજની ઉન્નતીનો બધો આધાર છે. આ વાત ધ્યાનપૂર્વક વિચાર કરનાર અને વિદ્વાનોનેજ સારી લાગે છે. સનાતની કહેવડાવવાવાળાઓમાં સેંકડે એકાદ ડીગ્રી મેળવનાર પણ હોતો નથી. ઘણે ભાગે અર્ધી શિક્ષિત, કુશિક્ષિત અથવા સાફ કહીયે તો અશિક્ષિતજ હોય છે. તેવાઓને આ વિષયની ગંભીરતા કેમ સમજાય? પ્રથમ બોલનારે આ વાત ઉપર ટીકા કરી હતી પણ હું કહીશ કે તેમની ઉપર ટીકા અસ્થાને છે

કારણ કે તેઓ પુરેપુરા અજ્ઞાની છે. આવા ગંભીર વિષય ઉપર વિચાર કરવાની તેમનામાં શકિત નથી. તેમના ઉપર ટીકા ન કરતાં આપણે દયા બતાવવી જોઇએ. માત્ર તેમને બગાડનારા તેમના પાંચ દસ આગેવાનો ઉપરજ ટીકા થઇ હોત તો વધારે સારૂં થતે. આ પાંચ દસ માણસો સમાજના અજ્ઞાન લોકોની લાગણી ખેંચવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આપણા મંડળના કાર્યમાં પણ તેઓજ વિઘ્ન ઉમન્ન કરે છે; મોટી ઉમ્મરે થતા લગ્નોના સંબંધમાં પણ તેઓજ નાહક અડચણો નાખે છે એમ કહેવુંજ મને ઠીક લાગે છે. જો તેઓ વાંધા ઉભા ન કરતા હોય તો પ્રૌઢ લગ્નના સંબંધમાં શાસ્ત્રની શું સંમતી નથી? કદાચ શાસ્ત્રમાં સંમતી ન હોય તોપણ શું થયું? એ શાસ્ત્રો પણ આપણા જેવા માણસોનાજ બનાવેલાં છે. આપણે પણ શાસ્ત્રો લખી શકીયે છીએ. ભાષા શાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, વ્યાકરણ શાસ્ત્ર, ઇતિહાસ શાસ્ત્ર વગેરે ભારી શાસ્ત્રોના ગ્રંથો આપણે લખી શકીયે છીએ અને તે વિશ્વ વિદ્યાલયોમાં માન્ય થાય છે તો પછી ધર્મશાસ્ત્ર, પણ ભૂલ્યો સ્ત્રી શિક્ષણ એ ધર્મશાસ્ત્રનો વિષયજ નથી. એ વિષય સમાજ શાસ્ત્ર અથવા તાત્વિક દ્રષ્ટિથી જુઓ તો વ્યવહાર શાસ્ત્રનોજ છે. એ શાસ્ત્રનો ગ્રંથ શું આપણે ન લખી શકીયે? જરૂર લખીજ શકીયે. સારાંશ અજ્ઞાન લોકોના અવાજ ઉપર ધ્યાન આપવાનું મને કારણ દેખાતું નથી. આપણે કોઇ નવું શાસ્ત્ર તયાર કરવું જોઇએ. આ નવા શાસ્ત્રમાં સ્ત્રીના લગ્નની મર્યાદા વીસ વર્ષની બાંધવી જોઇએ. લોકોને શાસ્ત્રનો આધાર જોઇએ છે તો પછી આ શાસ્ત્રનો આધાર આપવો. રૂઢી તો બાંધવાવાળા આપણેજ છીએ છેક બાળલગ્નથી બંધ થતાં થતાં અત્યારે છોકરીઓના લગ્નની યોગ્ય વય ચૌદ વર્ષની

## પુષ્પ રહસ્ય.



"દેવ, "પુષ્પહાર" ના પુષ્પોમાં કેટલી મીઠાશ કેવી મધુરતા અને આનંદ છે?

"દેવી, એની મનહર સુગંધ મનુષ્યને કર્તવ્યસુચન અને પરમાર્થના પાઠો શીખવે છે. ખરી જતાં પુષ્પ કાળનું અનંત રહસ્ય સમજાવે છે.

# નાગ દમન.



ઉડ પાની કે અંદરસે,
નાગકો નાથ કર લાયે.
ચરણ ફણ ફણ કે ધરતીપે
નચારા હો તો અયસા હો.

ગણાય છે તે આપણા મંડળનાજ પરિશ્રમનું ફળ છે. મંડળ જો કન્યાના લગ્નની વય વીસ વર્ષની ઠેરવશે તો સામાન્ય માણુસો સોળ વર્ષ સુધી કબુલ કરશે.

એથી આગળ વધીને હું તો એમ પણ કહું છું કે છોકરીઓના લગ્ન સંબંધી પંચાતજ આપણે શા માટે કરવી જોઇએ? તેમને એ બાબતમાં સ્વતંત્રતાજ કેમ ન આપવી? તેઓના લગ્નની મર્યાદા બાંધવી એ તેમના નૈસર્ગિક અધિકાર છીનવી લેવા જેવું છે. એટલું સારૂં છે કે વિલાયતની માફક આપણો સ્ત્રી વર્ગ જાગૃત થયો નથી. તોપણ આપણે સુશિક્ષિત લોકોએ તેમના વાસ્તવિક અધિકારોમાં હાથ નાંખવો એ શું ન્યાય છે?............................."

વીઠલદાસે રિપોર્ટ ટેબલપર મૂકી કૃષ્ણરાવ તરફ જોઈ કહ્યું "કેમ હવે ખાત્રી થઇ કે નહિ?"

વિષયજ એવો ગંભીર છે કે તુરતજ ખાત્રી થાય. વિચાર પણ બહુજ શાન્તિથી કરવામાં આવ્યો છે."

રિપોર્ટના પાના ઉથલાવતાં વીઠલદાસ બોલ્યા "પુનર્લગ્નના સંબંધમાં × × × × × નું ભાષણ એટલું આવેશ, ઉત્સુકતા અને જોસદાર છે કે જેનાથી પત્થર પણ પીગળી જાય અને દુર્બળ મનવાળા માણુસમાં પણ કર્તવ્યની સ્ફૂર્તિ થઈ જાય."

"એમ હોય તો તે પણ વાંચી નાખો." કૃષ્ણરાવે આગ્રહ કર્યો.

"આપણે રૂઢીના દાસ બની ગયા છીએ. વિચાર શક્તિને બાજુએ મૂકી જે રાષ્ટ્રમાં રૂઢીનેજ પ્રાધાન્ય અપાય છે તે રાષ્ટ્ર રસાતળમાં પહોંચી જાય છે. પાશ્ચાત્ય સંસ્કારનો પરિચય થવાથી આપણામાં જ્ઞાનનો પ્રકાશ પડયો છે તે ઈશ્વરની મહદ્ કૃપા છે. એમ

ન થયું હોત તો સ્ત્રીઓની કેવી દુર્દશા થતે તેની કલ્પના પણ કરી શકાતી નથી. ગુલામીનો વેપાર જગતમાં બંધ થઇ ગયો પણ આપણા હિંદુસમાજમાં તો તે બેધડક ચાલી રહ્યો છે. કોઈપણ ન્યાય પૂર્ણ વિચાર કરનાર એમ કહી શકશે કે સ્ત્રીઓની સ્થીતી ગુલામો કરતાં સારી છે? તેમનો આખો જન્મારો દાસત્વમાં વ્યતીત કરવો પડે છે. નાની ઉંમરમાં માબાપની, લગ્ન પછી સ્વામીની અને સ્વામીના મરવા પછી સાસરીઆની પરતંત્રતા તેને ભોગવવી પડે છે. " न स्त्री स्वातन्त्र्य मर्हति " એવું ધાર્મિક અને જુના વિચારવાળા લોકો કહ્યા કરે છે. એવો વિચાર રાખનારાઓને હું એટલુંજ પૂછીશ કે " पुरुषः स्वातन्त्र्य मर्हति " એવો મહિલા સભાઓમાં ઠરાવ કરવામાં આવે તે તેમને રૂચશે કે? નવા નવા હક્કો મેળવવા આપણે જીવતોડ પ્રયત્નો કરીએ છીએ તે શા માટે? તમને જો સ્વતંત્રતા જોઇએ તો સ્ત્રીઓને કેમ નહિ? એક સ્ત્રીના મૃત્યુ પછી બીજી, ત્રીજી, ચોથી કરવાનો જો તમને અધિકાર હોય તો તે સ્ત્રીઓને શા માટે ન હોવો જોઇએ? આ મનુષ્ય હૃદયનો શુદ્ધ અંતઃકરણનો પ્રશ્ન છે. સ્વામીના મૃત્યુ પછી સ્ત્રીઓને માટે આવો ત્રાસદાયક સંન્યાસ! પુરૂષોની માફકજ સ્ત્રીઓ પણ શું મનુષ્ય નથી? તેમને શું માનવી મનોવિકારો નહિં થતાં હોય? તેમને શું અંતઃકરણ નથી? સ્ત્રીઓને પુરૂષોનાં માફક હાથ, પગ, નાક, મોં વગેરે અવયવો નથી? શું તેઓ પુરૂષોના માફક અન્ન ખાતી નથી? અન્નનું પુરૂષો પર જે પરિણામ થાય છે તે સ્ત્રીઓપર નથી થતું? ઋતુઓ અને જળવાયુનું પરિણામ તેમની ઉપર પુરૂષોની માફકજ નથી થતું? આનંદના દેખાવોથી હર્ષ અને દુઃખકારક દેખાવોથી શોકની અસર તેમના ઉપર નથી થતી?

સારાંશ કે તેમને પણ પુરૂષોની માફકજ મનોવિકાર અને વાસનાઓ ઉત્પન્ન થાય છે. પછી પુરૂષોના વિકારને છુટ અને સ્ત્રીઓના વિકાર ઉપર દબાણ કરવાની સખ્તાઇ તેમના ઉપર શા માટે થવી જોઇએ ? આ શું જુલમ નથી ? સ્ત્રીઓ શું જડ, ચૈતન્ય વગરની છે એવી શાસ્ત્રકારોની સમજ હતી ? હવે એવી મૂર્ખતાનો વખત જતો રહ્યો છે. પાશ્ચાત્ય સંસ્કારોમાં સ્ત્રીઓએ પોતાના વાસ્તવિક અધિકારોને ઓળખવા જોઇએ. મહિલા સમાજ વગેરે સ્ત્રીઓના સમાન હક્કનું રક્ષણ કરવાવાળી સંસ્થાઓ હવે ઉભી થવા લાગી છે. મોં બંધ રાખવાનો વખત ચાલ્યો ગયો છે. એવી સ્થીતીમાં સ્ત્રી શિક્ષણમાં અથવા પુનર્લગ્નમાં વાંધો લાવવાથી પુરૂષ વર્ગની હાંસી થશે. લાખો વિચાર કરવા પછી "મંડળ" તરફથીજ આ સુધારણા પુરૂષ વર્ગે કરવા માંડી તે સંતોષની વાત છે. સુધારકોએ પોતાની વધારે ફજેતી ન કરાવવાનું ધ્યાનમાં રાખવું જોઇએ. ગયા વર્ષમાં માત્ર પાંચ પુનર્લગ્ન થયા. જો કે આ સંખ્યા અભિમાન કરવા જેવી નથી તોપણ પાછલા વર્ષો કરતાં વધારે આશાજનક છે. સ્ત્રી દાસત્વનો ભૂત-દયાત્મક દ્રષ્ટીએ વિચાર કરી દરેક યુવાન પુનર્લગ્ન કરાવવાનો નિશ્ચય કરે ઉપરાંત પોતે સમાજને દાખલો આપવા પુનર્લગ્ન કરે, અને પુનર્લગ્નને માટે લોકમત અનુકૂળ કરવાની પોતાની પવિત્ર ફરજ સમજવા લાગશે તો આપણા સમાજનો ખરેખરો ભાગ્યોદય થશે"......

"ખરેખર ત્યારેજ ભાગ્યનો ઉદય થશે" કૃષ્ણરાવ વચમાંજ બોલી ઉઠ્યા-'તમે કહેતા હતા તેમ ખરેખર આ ભાષણ ઉત્સાહથી ભરપુર છે. ઐકયતા કરવાની, છોકરીઓનાં લગ્નની ઉમરની મર્યાદા

બાંધવાની વગેરે સુધારણાની અત્યન્ત આવશ્યકત્તા હોવાની મારી ખાત્રી થઇ."

"મંડળના બીજા ઉદ્દેશો એટલાજ મહત્વના તથા આવશ્યક છે. અસ્પૃશ્ય મનાયલી જાતીનો ઉદ્ધાર, અનાથ બાલિકાશ્રમ વગેરે મંડળ તરફથી ચાલતાં કામો સમાજના હિતના, પરોપકાર અને દયા ખેંચનારા છે. એ કાર્યોનો પ્રચાર જોઇએ તેટલી ઝડપથી થતો નથી. તેનું કારણ તે કાર્યો મહત્વપૂર્ણ હોવા છતાં તેને માટે નિષ્કામ બુદ્ધિથી કામ કરવાવાળા યુવાનો હજી આગળ પડયા નથી"

"તે ઠીક છે. પણ મંડળ તરફથી ચાલતા કામોની કેટલી પ્રગતિ થઇ છે તે હું જોવા ઇચ્છું છું."

"આ રિપોર્ટ જુઓ. મંડળની સ્થાપનાની શરૂઆતથી અત્યાર સુધીના પચીસ વર્ષોનો પ્રત્યેક કાર્ય સંબંધી ક્રમવાર હેવાલ આપ્યો છે"

કૃષ્ણરાવે આખો રિપોર્ટ વાંચી જોયો. તે જોયા પછી મંડળના કાર્યક્ષેત્રના વિષયમાં તેને કંઇ શંકા રહી નહિ. તેને ખાત્રી થઇ કે સમજસેવા કરવાને માટે મંડળ એક ઉત્કૃષ્ટ સાધન છે.

---

**એક ખુલાસો:-** ઘણાકને આ અંક ઉપર જુલાઇ માસ વાંચીને આશ્ચર્ય થશે તેના ખુલાસામાં જણાવવાનું કે ડીસેંબરથી જુન સુધીના અંકો પ્રગટ કરવા જતાં માસિક આ વર્ષે પણ અનિયમિત થઇ જાય તેથી નવું વર્ષ જુલાઇથીજ શરૂ કર્યું છે.

# પ્રકરણ પાંચમું

## નિર્મળાનું શિક્ષણ

કૃષ્ણરાવે જે સમયે મંડળમાં પ્રવેશ કર્યો તે સમયે નિર્મળા માત્ર સાત વર્ષની હતી. નિર્મળા તેની એકની એક લાડકી પુત્રી હતી. લાંબા વખત સુધી અનેક દેવી દેવતાની બાધાઓ રાખ્યા પછી તેનો જન્મ થયો હતો. બહુજ પ્યાર અને લાડમાં તે ઉછરી હતી. કૃષ્ણરાવ તેને પ્રાણ કરતાં પણ અધિક માનતા હતા. નાનપણથીજ તેની હોંશીયારી દેખાઇ આવતી હતી. તેને ભણાવી ગણાવીને તેની શક્તિને ખીલવવાનો તેમનો વિચાર હતો; પરંતુ બહુજ પ્રેમને લીધે અત્યાર સુધી તે તેના શિક્ષણનો આરંભ કરી શક્યા નહોતા. એ શિવાય બીજું પણ એક કારણ હતું. તેમની પત્ની રાધા જુના વિચારોવાળી હતી. કૃષ્ણરાવ જ્યારે પુત્રીને ભણાવવાની વાત કરતા ત્યારે તે તેમને નિરૂત્સાહી કરી દેતી હતી. " છોકરાને ભણાવી શું કરવું છે? એને ક્યાં નોકરી કરવા જવું છે? એમ કહી તે કૃષ્ણરાવના વિચારો ભાંગી નાખતી. એકની એક પુત્રી હોવાથી કૃષ્ણરાવ કંઇ કહેતા નહિ. મંડળમાં પ્રવેશ કર્યાપછી સ્ત્રીના કહેવા તરફ ધ્યાન ન આપતાં તેમણે નિર્મળાને ભણાવવાનો નિશ્ચય કર્યો. સ્ત્રી શિક્ષણ એ મંડળનો મૂખ્ય ઉદ્દેશ હતો. તેનું પાલન કરવું એ મંડળના મેમ્બર તરીકે તેમની ફરજ હતી.

મલાડમાં છોકરીઓની સ્કુલ નહોતી. તેણે નિર્મળાને પ્રથમ ઘેરજ ભણાવવાનું શરૂ કર્યું. નિર્મળાએ પોતાની ચંચળ પ્રકૃતિ પ્રમાણે

શરૂઆતમાં બરાબર ધ્યાન આપ્યું નહિ પણ પાંચ છ મહિના પછી તેને ભણવામાં આનંદ મળવા લાગ્યો અને ત્યારપછી થોડા સમયમાં બહુજ આગળ વધી. કૃષ્ણરાવ પણ તેથી સંતોષ પામી વધારે ઉત્સાહથી ભણાવવા લાગ્યા, મંડળના કાર્યનો ભાર તેમને માથે વધારે હોવાથી તેમને પુત્રીના શિક્ષણ તરફ ધ્યાન આપવાનો વધારે અવકાશ મળતો નહોતો. તેમણે તેને માટે એક શિક્ષક રાખ્યો અને આસરે બે વર્ષમાં નિર્મળાએ ચોથી ચોપડી સુધીનો અભ્યાસ પુરો કર્યો. ચોથી ચોપડી પુરી કર્યા પછી કૃષ્ણરાવ વિચારમાં પડયા. અંગ્રેજી ભણાવવાની વાત રાધાબાઈ આગળ કાઢી શકાય તેમ નહોતું. મંડળમાં પ્રવેશ કર્યા પછી ત્યાંના સભ્યોની કેટલીક છોકરીઓના ફેશનેબલ પોશાક અને બોલવા ચાલવાની રીતભાત જોઇ રાધાબાઈ અંગ્રેજી શિક્ષણ બલકે સ્ત્રી શિક્ષણની પણ બહુજ વિરોધી થઇ ગઇ હતી અને તેણે પોતાનો વિરોધ કેટલીક વખત સખ્ત શબ્દોમાં બતાવ્યો પણ હતો. રાધાબાઇ તદન જુની રીતભાત પસંદ કરનારી સ્ત્રી હતી. તેને શિક્ષણ મળ્યું નહોતું છતાં તે બહુજ હુશિયાર અને વ્યવહારકુશળ હતી. કૃષ્ણરાવ પણ તેનું માન સાચવતા હતા. અત્યાર સુધી તો સર્વ ઠીક ચાલતું હતું પણ મંડળમાં પ્રવેશ કર્યા પછી ત્યાંની સુશિક્ષિત સ્ત્રીઓના સંબંધમાં આવ્યા પછી તેમને પોતાની સ્ત્રીના અભણપણાથી ખેદ ઉત્પન્ન થયો અને "શિક્ષણના લાભ તું શું સમજે? સ્ત્રી ભણેલી હોય તોજ સંસાર સુખરૂપ ચાલે" એવા શબ્દોમાં તેમની નિરાશા પ્રગટ થવા લાગી હતી. હંમેશની શાંત વૃત્તિમાં ફેરફાર થઇ તેમનો સ્વભાવ ચીડીયો થયો હતો. રાધાબાઇને લાગતું હતું કે મંડળના કામના બોજાથી આમ બનવા લાગ્યું છે. મંડળ છોડી દેવાને પણ તેણે એક બે વખત સુચના કરી પણ કંઇ પરિણામ આવ્યું નહિ તેથી તેણે એ વિષયની વાત કરવાનું મૂકી દીધું.

નિર્મળાના શિક્ષણ સંબંધમાં તો તેણે હઠજ પકડી કે તેને અંગ્રેજી શીખવવુંજ નથી. "શિક્ષણનું મહત્વ તું શું સમજે? સમાજની ઉન્નતિ સ્ત્રીઓની માનસિક ઉન્નતિ ઉપરજ રહેલી છે. જે હાથ પારણું ઝુલાવે છે તે જગત્પર સત્તા ચલાવે છે." વિગેરે વિગેરે યુકિતવાદ અને સિદ્ધાંત બતાવતાં તે થાકી ગયા પણ વ્યર્થ. "આજે નહિં તો કાલે સમજશે' એવી આશામાં તેમણે ચાર મહીના રાહ જોઇ પરંતુ સ્ત્રી શિક્ષણ તેમાં પણ અંગ્રેજી શિક્ષણ વિરૂધની રાધાબાઇની હઠ કોઈ રસ્તે ઢીલી પડી નહિં. પુત્રીનું શિક્ષણ બંધ થવાથી તેમને પોતાને તો ખોટુંજ લાગતું હતું તે ઉપરાંત મંડળની છોકરીઓ પણ હરહંમેશ ઠપકા આપ્યા કરતો હતો. તેમની માનસિક દુર્બળતાની મંડળમા વારંવાર મશ્કરી થતી હતી. તેઓ "કાર્ય કારિણી" સભાના સભ્ય હતા અને પોતાના ઉદ્દેશને કાર્યમાં ન મૂકી શકવાથી તેમના દુઃખની પરાકાષ્ટા થઇ ગઇ હતી. આ સર્વ હોવા છતાં સ્ત્રીની મરજી વિરૂદ્ધ કામ કરવાનું તેમનામાં ધૈર્ય અને શક્તિ નહોતા.

કૃષ્ણરાવ બહુ વિચારમાં પડયા. તેમણે નિર્મળાના શિક્ષણની બાબતમાં વીઠલદાસનો મત લેવાનું ઉચિત ધાર્યું. વીઠલદાસે તેમને સરળ સલાહ આપી કે "નિર્મળાને અમારે ઘેર મૂકી જાવ, પછી બધું જોઇ લેવાશે એના શિક્ષણનો ભાર હું મારે માથે લઉં છું" વીઠલદાસની પત્નીએ પણ એ વાતનો ટેકો આપ્યો. તેણે કહ્યું "ભાઇ નિર્મળાના શિક્ષણ સંબંધમાં ભાભીના મનથી તમે ખોટું લગાડશો નહિ. તે હુશિયાર છે પણ શિક્ષણના સંસ્કાર ન મળવાથી લખવા વાંચવા તરફ તેને અણગમો થયો છે. માત્ર એમનેજ નહિં પણ

અજ્ઞાનેજ એવી રીતે થાય. બીજે શું કામ? મારા તરફજ જુઓ. મને જ્યારે ભણાવવાની શરૂઆત કરી ત્યારે મારા સાસુ પણ બહુજ ખીજવાયા હતા. અમે તેમના ખીજવાટની તરફ જરાએ લક્ષ આપ્યું નહિં. એમ કરવાથીજ હું થોડું ઘણું ભણી શકી. એ પ્રમાણેજ જો આ વિષયમાં તમે ભાભીના કહેવા પ્રમાણે ચાલશો તો નિર્મળાને બહુજ નુકશાન થશે."

બીજે દિવસેજ કૃષ્ણરાવે નિર્મળાને મુંબઇ વીઠલદાસ પાસે મોકલી આપી. વીઠલદાસે તેને મંડળ મારફત ચાલતા બાલિકા અંગ્રેજી વિદ્યાલયમાં દાખલ કરી દીધી. એ શિવાય એક અધ્યાપિકાની પણ નિમણુંક કરી.

રાધાબાઈને આ બીલકુલ પસંદ પડયું નહિ. કારણ કે તે જાણુતી હતી કે વીઠલદાસને ત્યાં સુધારાનો પવન બહુજ જોરમાં ફેલાયો હતો. તેણે કહયું " વીઠલદાસને ત્યાં છોકરીને કોઈ જાતનું દુઃખ નથી તે ખરૂં છે પણ ત્યાંની રીતભાત મને સારી લાગતી નથી."

મંડળમાં પ્રવેશ કર્યા પછી કૃષ્ણરાવને રાધાબાઇના વિચારો બીલકુલ જુના અને બુદ્ધિ વગરના લાગતા હતા. તેમને રાધાબાઇના અજ્ઞાન તરફ દયા ઉત્પન્ન થતી હતી અને તે તેમનાં મનમાંથી ઉતરી ગઇ હતી. રાધાબાઇએ વીઠલદાસની આ વૃત્તિઓ જોઇ કોઇ પણ વિષય માં બોલવાનુંજ છોડી દીધું.

સ્ત્રી શિક્ષકની સહાયતાથી અંગ્રેજી ત્રણ ચોપડીનો અભ્યાસ નિર્મળાએ એકજ વર્ષમાં પુરો કર્યો. થર્ડ સ્ટેન્ડર્ડની પરીક્ષા તેણે પ્રથમ નંબરે પસાર કરી. વિદ્યાલયના પારિતોષિક સમારંભમાં પણ

તેને કિંમતી ઈનામો મળ્યાં. પુત્રીનું આ પ્રમાણેનું સન્માન અને હોંશિયારી જોઇ કૃષ્ણરાવને બહુજ આનંદ થયો. વીઠલદાસે પણ પોતાના પરિશ્રમને સફળ થયલો માન્યો નિર્મળાને પણ અભ્યાસ કરવાનો ઉત્સાહ વધતો ગયો. બીજા બે વર્ષમાં ફોર્થ અને ફીફથ સ્ટેન્ડર્ડમાં તે પસાર થઈ. પાંચમાં ધોરણની પરીક્ષામાં પસાર થવા પછી સ્ત્રીશિક્ષકને રજા આપવામાં આવી કારણ મધુકરે તેને અભ્યાસમાં સહાયતા આપવાનું શરૂ કર્યું. તે આ વખતે મહાવિદ્યાલયમાં દાખલ થઇ ચૂકયો હતો અને તેથી તેને વધારે ફુરસદ મળે તેમ નહોતું. તો પણ પોતાનો સમય નિર્મળાની સાથે સહવારમાં ફરવા જવામાં, અને વાતો કરવામાં જતો તેમાં તેને આનંદ મળતો હતો.

(અપૂર્ણ.)

---

"પુષ્પહાર" ના ગ્રાહકો વધારનાર સ્નેહીવર્ગને તેમના શ્રમ માટે કંઈક બદલો મળે એ.હેતુથી આ ઇનામમાળાની યોજના કરવામાં આવી છે "પુષ્પહાર" નું લવાજમ રૂા. ૧–૧૩–૦ અને રોયલ એડીશનનું લવાજમ રૂા.૨–૫–૦ છે તે વસુલ થયા પછીજ ઇનામો મોકલાશે ઇનામોનું પોસ્ટ ખર્ચ મેળવનારને આપવું પડશે ઇનામો ગ્રાહક અથવા વાંચક કોઈપણ મેળવી શકશે. અત્યાર પહેલાની ઈનામમાળાઓ રદ સમજવી

**૨ ગ્રાહક વધારનારને ફેન્સી રેશમી રૂમાલ.**
**૪ ,, ,, વાર્તા વિનોદનું પુસ્તક.**
**૫ ,, ,, મૃણાલિની (નવલકથા એક રૂપિઆની)**
**૮ ,, ,, પ્રેમની આહુતિ. (પૃષ્ટ ૩૦૦ લેખક વસન્ત)**

ચારિત્ર.

# કુમારી હેલન કેલર.

અનુવાદકઃ—અંબેલાલ સવરામભાઇ દેશાઈ.

કલકત્તાનાં મોડર્ન રીવ્યુ માસિકના ડીસેમ્બર ૧૯૧૬ના અંકમાં ડૉ. સુધીંદ્ર બોઝ એમણે કુમારી હેલન કેલર નામની પ્રસિદ્ધ અમેરિકન વિદુષી સંબંધી એક ઘણોજ સુન્દર અને જાણવા જેવો લેખ લખ્યો છે. પ્રસ્તુત વિદુષીનું ચરિત્ર વાંચતાં આશ્ચર્ય પામ્યા સિવાય વાંચકનું મન રહેતું નથી! કુમારી હેલન કેલર દહોડ વર્ષની થતાંજ તેને સર્વત્ર જગત અંધકારમય બન્યું! તેની દ્રષ્ટિ ગઇ; તેની શ્રવણ શકિત પણ ગઈ; અને તેની વાચા પણ બન્ધ થઇ ગઈ! પણ એજ આંધળી, બહેરી અને મુંગી બાલિકા અમેરિકાની વિખ્યાત હાવર્ડ યુનિવર્સિટીની બી. એ. ની પદ્વી મેળવી લેટીન, ગ્રીક, ફ્રેન્ચ અને અંગ્રેજી ભાષાની પૂર્ણ રીતે પંડિતા બની. આ વાત કોઇને ખરી ન લાગતાં એકાદ કાલ્પનિક નવલકથા છે એમ ધારી તેના ઉપર કોઇનો વિશ્વાસ બેસસે નહીં. કિંતુ કુમારી હેલન અદ્યાપિ અમેરિકામાં વિદ્યમાન છે અને અમેરિકન લોકો તેના વ્યાખ્યાનો સદૈવ ઉત્સુક-તાથી અને મનપૂર્વક શ્રવણ કરે છે. સમાજ સેવા કરવાનો તેનો

સંકલ્પ છે, અને સમાજ સેવા એજ તેના જીવનનું અન્તિમ ધ્યેય છે. આજ તે બ્હેરી છે છતાં સર્વ કાંઇ સાંભળી શકે છે; આંધળી છે પણ સર્વ કાંઇ જોઈ શકે છે, અને મૂંગી છે છતાં ઉત્કૃષ્ટ બોલી શકે છે. પ્રસ્તુત વિદુષીનું ચરિત્ર ફક્ત આશ્ચર્યચકિત કરનારૂં નથી, પણ સર્વને આદર્શ રૂપ થનારૂં છે. એમ કહ્યા સિવાય ચાલતું નથી. વિશેષ કરીને જે દેશમાં લોકો ચાલુ જીવન સંગ્રામમાં યત્કિંચિત પણ સંકટ કિંવા અડચણ ઉત્પન્ન થતાંજ નિરાશાથી મસ્તક ઉપર હાથ મુકી સ્વસ્થ બેસી રહે છે એવા લોકોને પ્રસ્તુત ચરિત્ર વાંચવાથી વિશેષ ફાયદો થનાર છે. હવે ડો૦ બોઝના મૂળ લેખનો સારાંશ વાંચકો આગળ સાદર કરવામાં આવે છે.

ઇ૦ સ૦ ૧૮૮૦ માં અમેરિકાનાં એક ગામમાં કુમારી હેલન કેલરનો જન્મ થયો. તેનો બાપ એક વર્તમાન પત્રનો સંચાલક હતો, અને તે શિવાય કેટલોક વખત તે સૈન્યમાં એક મોટા હુદ્દા ઉપર પણ હતો. હેલનનો જે વખતે જન્મ થયો તે વખતે તેની સર્વ ઇન્દ્રિયો નૈસર્ગિક સ્થિતિમાં હતી, તેમાં કાંઇ પણ ખામી ન હોતી. પરન્તુ તેના જન્મ બાદ ઓગણીસમા મહિને તે એક ભયંકર રોગથી માંદી પડી; અને તે રોગથીજ તેની દૃષ્ટિ અને શ્રવણ શક્તિ નષ્ટ થઈ. એવી રીતે વ્યંગ હોવા છતાં તેણે જગતમાં નિર્ભય પણે પ્રવેશ કર્યો અને પૂર્ણ પરિશ્રમ કરી તેણે સર્વ જગતને પોતાના ગુણથી આશ્ચર્યમાં ડુબાડી દીધું ! ઓગણીસ મહિનામાં તેને જે કાંઇ જગતનો અનુભવ થયો હતો, અને જે કાંઇ દૃશ્યો દૃષ્ટિગોચર થયાં હતાં તે તેની સ્મૃતિમાંથી કદાપિ ખસ્યાં નહોતાં. તે સંબંધી તે પોતે એક ઠેકાણે લખે છે કેઃ—" મારા જન્મ પછી ઓગણીસ મહિનામાં

જ્યોતિર્મય તારા મંડળ અને હરિઆળાં ક્ષેત્રો એની રમણીય શોભા મેં અવલોકી છે. તે મારા આગળનાં અંધકારમય દ્રષ્યમાં હું બિલ્કુલ વીસરી નથી." હેલનની વિચાર શક્તિ કદી પણ સ્વસ્થ રહેતી નહોતી. તે નિરંતર કાંઇને કાંઈ પણ વિચારજ કર્યા કરે છે. બાલ્યાવસ્થામાંથીજ તે બોલવા માટે અત્યંત ઉત્કંઠા ધરાવતી હતી પણ પોતાને વાચા નથી એ જોતાં તેને અનિવાર્ય દુઃખ થતું! બોલવાને માટે એકાદ નવીન યુક્તિ શોધી કાઢવા તે વારંવાર પ્રયત્ન કરતી હતી. આખરે તે સંકેતનો ઉપયોગ કરવા લાગી

હેલનના બાપે પ્રથમ ટેલીફોનની શોધ કરનાર ડો. અલેકઝાંડર ગ્રેહમબેલ એની પાસે લઇ ગયો; પણ તે વિદ્યુતશક્તિ વિશારદની પણ બુદ્ધિ તેની આગળ કુંઠિત થઈ ગઇ અને આખરે હેલનના વ્યંગ દૂર કરવા માટે તેણે ના કહી. ત્યારબાદ ગ્રેહમબેલની સુચનાથીજ હેલનનાં શિક્ષણ માટે બોસ્ટનની આંધળાંની શાળાની એક અધ્યાપકની તેના બાપે નીમણુંક કરી તેનું નામ સુલીવેન હતું. આ વખતે હેલનની વય ૭ વર્ષની હતી. સુલીવેન નિરંતર હેલનની પાસે રહી તેને હસ્ત સંકેતદ્વારા કેટલાક શબ્દો શીખવાડતી હતી, પણ ભાષાજ્ઞાન તેને કાંઇજ થયું નહીં. હેલન એક દિવસ પોતાની શિક્ષિકા સાથે પાણી કાઢતી હતી એટલામાં તેને ભાષાનું રહસ્ય સમજાયું. હેલનનું પાણી કાઢવું અને શિક્ષકનું સ્પર્શ જ્ઞાન આગળથીજ થયેલું હતું; સુલીવેને તેજ ધોરણે તેને શબ્દ જ્ઞાન કરાવવા માંડયું. આ વખતે હેલનને વિલક્ષણ આનંદ થયો! આ ઘટનાથી તેના ધ્યાનમાં આવ્યું કે જગતમાં સર્વ વસ્તુનાં કાંઈ પણ નામ તો છેજ.

હેલનને શિક્ષણ આપવાનું હવે સુલીવેનને ઘણું સુગમ પડવા લાગ્યું. ધીરે ધીરે એજ રીતીએ તેણે હેલનને શબ્દ જ્ઞાન આપવા માંડયું હેલનને શિક્ષણ ગ્રહણ કરવાની એટલી તીવ્ર ઉત્કંઠા હતી કે, તે એક દિવસમાં ત્રીસ ત્રીસ નવા શબ્દો ધ્યાનમાં રાખવા લાગી; એવી રીતે ત્રણ માસમાં તેણે ૬૦૦ શબ્દો મુખ પાઠ કર્યા. ચોથા મહિનાથી ન્હાનાં બાળકો માફક ધીરે ધીરે તેણી લખવા લાગી ને ૭ મહિના પૂર્ણ થતાં તો તેનું શબ્દ જ્ઞાન એટલું વધ્યું કે લખેલી ન્હાની ન્હાની વાતો તે સપાટાબંધ વાંચવાં લાગી.

જે પ્રાન્તમાં હેલન રહેતી હતી ત્યાં જલ, વાયુ, ઘણાં ઉત્કૃષ્ટ પ્રકારનાં હોવાથી એ પ્રાન્તમાં સદૈવ ન્હાના તરેહનાં ફળ, ફુલ, પશુ, અને પક્ષીઓની રમણીય શોભા નિત્ય નિહાળવા મળતી હતી. એજ સુખદ સુંદર પ્રાન્તમાં ભૂરૂ અને સ્વચ્છ આકાશ એની નીચે હેલનનું પ્રાથમિક શિક્ષણ ચાલુ હતું. ગણિત, ભૂગોળ, અંગ્રેજી ભાષા, ઇતિહાસ, પ્રાણી, અને વનસ્પતિ શાસ્ત્ર ઇત્યાદિ વિષયોનું શિક્ષણ હેલન ઘણા આનંદથી સમ્પાદન કરવા લાગી. હેલન કેલરની જ્ઞાન પીપાસા શિક્ષણ હતી એમાં તો લેશ પણ શંકા નથી દશ વર્ષની ઉમ્મર પહેલાં તે આંધળી અને વાચાહિન બાલિકાએ પુષ્કળ જ્ઞાન સમ્પાદન કર્યું. એટલી ઉમ્મરમાં તે અમેરિકાના રાજ્ય કારભાર વિશે પણ થોડુ થોડું સમજતી થઇ હતી. એક દિવસ તેનો પિતા અમેરિકાના વ્યાપાર સમ્બન્ધી કાંઇ ભાષણ કરતો હતો, હેલનને તે વિષય સમજવાની ઇચ્છા થઇ અને તેણે પોતાના પિતાને એ હકીકત જણાવી. પણ તેણે ' આ વિષય તારે સમજવાનો નથી ' એવો ઉત્તર આપી તેને નિરાશ કરી. હેલને તત્કાળ જવાબ આપ્યો " પિતાજી ! મારી બુદ્ધિ ઘણી ચાલાક

છે, ગ્રીક લોકો ઉત્તમ વાતો પોતાનાં બાલકોને ઘણીજ ખુશીથી સંભળાવે છે." અહાહા ! આવી સમજુ બાલિકાને કયા વિષયનું જ્ઞાન કઠીણુ લાગે છે અને એવી જ્ઞાનેચ્છુ બાલા કઈ બાબતથી અનભિજ્ઞ રહે ? હવે તેણે બોલવા શીખવાનો પ્રયત્ન કરવા માંડયો. શબ્દોચ્ચાર માટે તો તે પ્રથમથીજ અત્યુત્સુક હતી. બોલવા શીખવા માટે તેને હોરેસમન સ્કુલમાં મોકલવામાં આવી. ત્યાં ફક્ત અગીયાર પ ઠ શીખી પોતાને ઘેર જતાં તેને તેની જુની શિક્ષિકા સુનીવેલ મળી. હેલને તેને હસતાં હસતાં કહ્યું ' હું હવે મૂંગી નથી.-મને હવે સારી રીતે બોલતાં આવડે છે." ત્યારથી તે બોલવાનાં શિક્ષણ તરફ પોતાનું બધું લક્ષ રાખતી હતી. હાવર્ડ યુનિવર્સિટીની રેડકલાફ કોલેજમાં દાખલ થવા માટે તેણે લેટીન અને ફ્રેન્ચ ભાષાનો અભ્યાસ કરવા માંડયો પણ એ આંધળી અને મૂગી છોકરીને કોલેજના પ્રોન્સિપાલે ના લખી જણાવ્યું. આપણી કોલેજની કીર્તિ આ બાલિકા વધારશે એનો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહેતો. પોતે અંધ અને બ્હેરી હોનાથી કોલેજમાં દાખલ કરી નહીં તેથી તે જ્ઞાનેચ્છુ વીરબાલા નિરાશ થઇ નહીં અગર તેને કિંચિત પણ ખેદ થયો નહીં. ઉલટું ધૈર્યથી તેણે પ્રોન્સિપાલને ચિઠ્ઠી લખી કેઃ—" કોઇપણ ખરો યોધ્ધો યુદ્ધ પહેલાંજ પોતાનો પરાજય કબુલ કરતો નથી !" થોડાજ દિવસામાં તેણે એન્ટ્રન્સની પરીક્ષા પસાર કરી, અને ત્યારબાદ તેને કોલેજમાં પ્રવેશ કરવાનો કોઇ પણ પ્રકારનો પ્રત્યયાય રહયો નહીં.

કોલેજમાં તેને લેટીન, ગ્રીક, અને અંગ્રેજી ભાષા ઉપરાંત અર્થ શાસ્ત્ર ઇતિહસ, અને દર્શનશાસ્ત્ર એનો પણ અભ્યાસ કરવો પડયો. આ સર્વ વિષયનાં પુસ્તકોનો એક એક શબ્દ અને લોક એક પૃષ્ટ

લખીને તેને શિક્ષણ આપવામાં આવતું હતું. ખરેખર એ કેટલું ત્રાસદાયક કામ છે તેની સુજ્ઞ વાંચકોએજ કલ્પના કરી લેવી ! હેલનની શિક્ષિકા તેની સાથે કોલેજમાં જઇ વ્યાખ્યાનો લખી તેને ભિન્ન ભિન્ન વિષયનું જ્ઞાન આપતી હતી. ઈ. સ. ૧૮૯૯ની સાલમાં બી. એ. ની અંત્તિમ પરીક્ષાનો દિવસ આવી પહોંચ્યો. સર્વ વિદ્યાર્થીથી અલગ એવી એક જગ્યાએ હેલનને બેસાડવામાં આવી હતી.. તે જગ્યાએ તેનું ઓળખીતું કોઈ નહોતું. તેણે સર્વ પ્રશ્નના ઉત્તરો ટાઇપ કરી લખ્યા હતા. પ્રશ્નો તેનાથી વાંચી શકાતા નહોતા અને બીજું કોઈ વાંચી બતાવનારૂં પણ નહોતુ ! તેનાથી તેને ઘણો શ્રમ પડયો અને એ યોગે તેને પ્રશ્નો પણ કઠણ-લાગ્યા ! પરંતુ એવાં સંકટથી અને શ્રમથી નિરાશ થનારી અને જ્ઞાન પંથનો ત્યાગ કરનારી તે બાલિકા નહોતી. તેણે સર્વ પ્રશ્નોના ઉત્તર એટલા ઉત્કૃષ્ટ લખ્યા હતા કે, તેને પુષ્કળ માર્ક મળ્યા અને ઉપરના વર્ગમાં તે પાસ થઇ. આટલી બધી ભાષા શીખવી એ કાંઈ સામાન્ય કામ નથી ! તેમાં બહેરી અને આંધળી છોકરીને તો એક ભાષા શીખવી એ કામ મહા કઠણ છે એ ભિન્ન કહેવાની આવશ્યકતા નથી. અત્યંત પરિશ્રમથી અનેક સંકટો વેઠી હેલને બી. એ. ની પરીક્ષા ઉત્તમ રીતે પસાર કરી !! એ ઉપરથી તેના અંગની વિલક્ષણ બુદ્ધિ, નિસ્સીમ ધૈર્ય, અને જ્ઞાન પ્રાપ્ત કરવાની તીવ્ર ઉત્કંઠા ઈત્યાદિ ગુણો સ્પષ્ટ રીતે જણાઇ આવે છે અને મોટું આશ્ચર્ય ઉત્પન્ન થાય છે.

બી. એ. થયા બાદ હેલને પોતાનું ભવિષ્યનું આયુષ્ય લોકસેવા કરવામાં અર્પણ કરવાનો સંકલ્પ કર્યો. અદ્યાપિ સુધી તે ઘોર અંધકારથી ભરેલા કારાગૃહમાં પડેલી હતી પણ હવે સર્વત્ર જગત્ તેને

અદ્ભુત પ્રકાશ અને દિવ્ય આનંદ અને સૌન્દર્યથી પરિપૂર્ણ છે એવું તેને મનઃચક્ષુથી દેખાવા લાગ્યું. અંધ અને બ્હેરાં લોકોની શિક્ષણોન્નતિ માટે તે હરનીશ પ્રયત્નો કર્યા કરે છે. આપણા દેશના સામાજીક ધાર્મિક, અને રાજનૈતિક વિષયો સંબંધી તે ઘણું જાણે છે. સ્ત્રીઓને સ્વતંત્ર મતાધિકાર જોઇએ એ મતની તે પક્ષપાતી છે. તેના કેટલાક લેખો સુપ્રસિદ્ધ છે, મોટા મોટા વિદ્વાનો આગળ તે વ્યાખ્યાન કરે છે. આજે સુધીમાં તેણે ઘણા લેખો લખ્યા છે અને હજી પણ તેનો લેખન વ્યસવાય ચાલુજ છે. **"મારાં જીવનની કહાણી" "મારો સંસાર," "અંધકારમાંથી પ્રકાશમાં"** ઇત્યાદિ સુન્દર ગ્રંથો તેણે લખેલા છે અને અનેક ભાષામાં તેનાં ભાષાંતર થયેલાં છે. કોઈ કોઇ વખત તો કાવ્ય રચના પણ કરે છે. આજ-દિન સુધીમાં તેની ઘણી ઉત્કૃષ્ટ કવિતાઓ પ્રસિદ્ધ થઇ છે. અસ્તુ.

જોવાનું અને સાંભળવાનું કામ તેના હાથ કરે છે. એક વખત તેને સ્પર્શ જ્ઞાનનુંજ રૂપ જ્ઞાન હતું શબ્દ તરંગનો આઘાત તેના જ્ઞાનતંતુ ઉપર થાય છે અને તે નામ તેને શબ્દ જ્ઞાનનો આભાસ આયા છે. તેની ઘ્રાણેન્દ્રિયો પણ તેને પુષ્કળ સહાય કરે તેવાં છે. તેના હાથ તેજ તેનાં નેત્રો છે. તે સંબંધી તે લખે છે કેઃ—" લોકોના હાથ મૂગા છે અને તે મારા હાથજ માત્ર બોલી શકેછે. કેટલાક હાથોમાં સખ્તાઇ અને ધૃષ્ટતા દૃષ્ટિગોચર થાય છે. કેટલાક એવા ઉદાસી લોકો મને મળ્યા છે કે, તેની ઠંડી અંગુલી હાથને લાગતાંજ મને એવું લાગે છે કે, જાણે એકાદ બરફના ટુકડાનોજ હું સ્પર્શ કરૂં છું. કેટલાક એવા સજ્જનો પણ મને મળયા છે કે જેના હાથમાં આનંદમય જીવનરૂપી સૂર્યકિરણોનું તેજ છે એવા પવિત્ર હાથને ફક્ત

## દર્શનાતુર !



**આતુર હૃદયથી વાટ જોતી લલિત લલના સ્વામીની,**
**પણ નાથ-દર્શન ના થયું વિહ્‌વળ થઈ અતી કામિની.**
**હાર સ્વાગત માટ વિકસીત પુષ્પનો ગુંથ્યો હતો,**
**દર્શન થયું જ્યાં નાથનું મુખચંદ્ર પણ વિલસી રહ્યો.**

વિશ્વવિહારી.

સ્પર્શ કરતાં મારા અંતઃકરણમાં તન્મય જાગૃતી ઉત્પન્ન થાય છે." પોતાની કલ્પના શક્તિ માટે હેલન કેલર એક ઠેકાણે લખે છે કે "કલ્પના શક્તિના અભાવે મારૂં જીવન કેટલું ઉદાસી બન્યું હતું તેની કલ્પના પણ થઇ શકતી નથી. મારી વાટિકા ભિન્ન ભિન્ન જંગલી વૃક્ષ લતાથી આચ્છાદિત થયેલો જડ સૃષ્ટિનો એક ટુકડો બની જાત; પરન્તુ જે વખતે મારાં મનઃ ચક્ષુ તેના ઉપર દ્રષ્ટિપાત કરે છે તે વખતે મારા નેત્ર નીચે તુર્તાતુર્ત ભૂપ્રદેશ સૌન્દર્યથી પ્રફુલ્લિત થઇ જાય છે. મંદ વાયુ લહેરીઓથી તૃણાંકુર અને વૃક્ષવેલીઓ આનંદથી ડોલા ખાય છે, અને ગુલાબનાં પુષ્પોની પરિમળ ચારે બાજુ ફેલાય છે. ફળ ફુલથી ભરેલાં વૃક્ષો અને તેની શોભા, પક્ષીઓનો મધુર કલરવ કેટલો સુખદાયક છે એનો મને અનુભવ છે. આ સર્વ તેની અદ્ભુત કલ્પના શક્તિનો પ્રભાવ છે. એ કલ્પના શકિત જો મારામાં નહોત તો મારા દુઃખનો પારજ નહોતો." પ્રસિદ્ધ વિનોદી લેખક માર્કટવેન એણે એક વખત એમ લખ્યું હતું કે ઓગણીસમા સૈકામાં ફકત બેજ વ્યકિત અતિશય પ્રસિદ્ધિને પામી. એક ફ્રાંસમાં વીર નેપો-લિયન અને બીજી અમેરિકામાં કુમારી હેલન કેલર (પરંતુ આમાં અતિશ્યોક્તિ છે એમ મારૂં ધારવું છે. મિ. માર્કટવેન એ વિનોદી લેખક હોવાથી અને વિનોદમાં અતિસ્યોકિત એ પ્રમુખ ગુણ હોવાથી ઉપરનો પ્રશંસોદ્‌ગાર અતિશ્યોકિત પૂર્ણ હોવાનો સંભવ છે.) નેપોલિયનનું માન સમસ્ત વિશ્વમાં મશહુર છે; પણ આ વિદુષીનું નામ જાણનારા ઘણા થોડા છે એ વાત જાણે કે ખરી છે તો પણ કુમારી હેલને અશક્ય બાબત સકય કરી બતાવી, અને જો કોઇપણ તેના જીવન સંગ્રામની કરૂણ કહાણી મનપૂર્વક

વાંચે કિંવા શ્રવણ કરે તો આશ્ચર્યચકિત થયા સિવાય રહે નહીં. હેલનના વિચારો સાદા, સરળ. મનોહર અને પવિત્ર છે. ૧૯૧૫ ના સાલમાં તેણે "આનંદ" એ વિષય ઉપર એક ભાષણ આપ્યું હતું તે વખતે તેણે કહ્યું કેઃ—"જીવનનો ઉદ્દેશ આનંદ પ્રાપ્તિ એ છે. એ આનંદ પ્રેમ સિવાય પ્રાપ્ત થતો નથી. જ્યારે આપણે બીજા ઉપર પ્રેમ કરીએ છીએ, અને વિશ્વાસ મુકીએ છીએ તે વખતેજ આપણને આનંદની પ્રાપ્તિ થાય છે. સુખ કરતા પણ આનંદ શ્રેષ્ટ છે. આનંદ દ્રવ્ય સિવાય પણ પ્રાપ્ત થાય છે. મનુષ્યે માત્ર પોતાના આનંદમાં સંતોષ ન માનતાં અન્યને પણ આનંદ આપવા પ્રયત્ન કરવો જોઇએ. આપણે આપણુંજ જીવન આનંદી બનાવવું એ મનુષ્ય ધર્મથી વિરૂદ્ધ છે." ભાષણ સમાપ્ત કરતી વખતે તેણે જે ઉદ્‌ગારો કાઢ્યા છે તે મનન કરવા જેવા છે "ઇચ્છા પ્રમાણે જરૂરીઆતોની પરિપૂર્ણતા કરવી એ કાંઈ આનંદ નથી, આનંદ પ્રેમમાં છે અને પ્રેમ સેવા કરવાથી પ્રાપ્ત થાય છે, અને સર્વત્ર જગતનું સંરક્ષણ એટલા પ્રેમથીજ થનાર છે!"

જે સિદ્ધાંતપર હેલનનું સર્વ આયુષ્ય અને જીવન અવલંબેલું છે તે સિદ્ધાંત તેણે પોતાનાં એક પુસ્તકમાં પ્રકટ કરેલો છે અને તે નીચે પ્રમાણે છેઃ—

"ઇશ્વર ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે. મનુષ્ય પ્રાણી ઉપર પણ મારો વિશ્વાસ છે. તેજ પ્રમાણે આત્માનાં સામર્થ્યમાં હું નિરંતર વિશ્વાસ રાખું છું. આપણે પોતે અને મનુષ્યને ઉત્સાહિત કરવાં તેના તરફ સહાનુભૂતિ બતાવવી, અને તેના ઉપર પ્રેમ કરવો એ હું મારૂં પરમ કર્તવ્ય સમજું છું. ઇશ્વર નીમિત્તે જગતમાં મનુષ્યને

પ્રતિકૂળ અને અપમાન સૂચક શબ્દો કહેવા એ મહાપાપ છે. કારણ કે જે જગત્ ઈશ્વરે પોતે નિર્માણ કર્યું છે અને જેનાં સુખ માટે અને ઉન્નતિ માટે પરમાત્મા પોતે કાળજી રાખે છે અને આજ પર્યંત અનેક મહાત્માઓએ તેના કલ્યાણ માટે અનંત પરિશ્રમ કરેલો છે અને કરે છે તે જગતનું અકલ્યાણ કિંવા નુકશાન કરવાનો કોઇનો અધિકાર નથી. અમારે હવે એવો પ્રયત્ન કરવાનો છે કે, જે યોગે કરીને અમારો પરસ્પર સંબંધ અને અમારો ભ્રાતૃભાવ ઉત્તરોત્તર દ્રઢ થતો જાય, અને તુર્તોતુર્ત એવો નવીન યુગ આવે છે કે, જે યુગમાં કોઇ પણ મનુષ્ય બીજાનું દુઃખ જોઇ પોતે સુખી થાય નહીં. અસ્તું."

અહીં સુધી કુમારી હેલન કેલર એ અમેરિકન વિદુષીનું અદ્ભુત રમણીય અને આદર્શનીય ચરિત્રનો થોડોક સારાંશ આપવામાં આવ્યો છે. તે વાંચી તેનાથી ક્ષણિક સંકટ આવતાં કર્તવ્ય પરાઙ્મુખ થનારા દેશબન્ધુ અને દેશ ભગિનીઓ ગમે તે બોધ લેશે એવી ખાત્રી હોવાથી અત્રેજ વાંચકની રજા લઉં છું.

અઠવા (સુરત) | અંબેલાલ સવરામભાઇ દેશાઇ

---

# સાહિત્ય દેવીને !

(ગઝલ–કવ્વાલી)

મીઠાં પુષ્પો ધરી ચર્ણું કરી મેં હૃદયથી સેવા
છતાં એ બેકદર દેવી ! કર્યા તે હાલ આ કેવા
સ્વરૂપ સુંદર નીહાળીને હૃદયથી ભાન હું ભૂલ્યો
ઝતાં નમને બની અંધો કપટ માયા મહીં ડૂલ્યો
મીઠી પ્યાલી બતાવીને હળાહળ વિષ તેં આપ્યું
પ્રથમ પ્રેમે રીઝાવીને પછીથી શીર કાં કાપ્યું ?
હતો સેવાના બદલામાં કદી જો ફાંસીની શિક્ષા
પ્રથમ કહેવું હતું મુજને દઇ દેતી વખત દિક્ષા
અરેરે બેકદર દુનિયા ! હસો લે હાલ પર મારાં
સમજશે સ્નેહના યોગી ખરા જે ભેદ છે તારાં.

વિશ્વવિહારી.




( લેખકઃ—અંબેલાલ સવરતભાઇ દેશાઇ.)

અઠવા—સુરત

---

સુશાન્ત અને ગંભીર એવો નિશા સમય હતો. નભોમંડલમાં અમૃતોદધિ ચંન્દ્રમાં પોતાનાં સમપૂર્ણ ઐશ્વર્યથી સકળ પરિવાર સહ વિરાજમાન થયેલો હતો. નયનાલ્હાદકારી જ્યોત્સનાના સ્નિગ્ધ તેજથી સમસ્ત વિશ્વ તેજોમય થએલું હતું.

બાર વાગ્યનો સુમાર હતો. એ વખતે "પ્રણય" નગરના એક ગૃહમાં અત્યન્ત કરૂણ રસોત્પાદક એવો દેખાવ દ્રષ્ટિગોચર થતો હતો. તે ગૃહમાં એક શય્યામાં સુમારે વીસેક વર્ષની વ્યાધિથી પીડિત તરૂણી અવ્યવસ્થપણે નિન્દ્રાવશ થએલી હતી. તેનાં મસ્તક નજીક સુમારે ચોવીસ પચ્ચીસ વર્ષની વયનો એક યુવાન મ્લાન વદને ચિન્તાગ્રસ્ત સ્થિત્તિમાં બેઠેલો હતો. વ્યાધિ વ્યથાથી તરૂણીનો મનોહર દેહ અત્યન્ત કૃશ—અસ્થિ પિંજર જેવો જણાતો હતો. તેમ તેનું લાવણ્ય પણ નિસ્તેજ થયલું જણાતું હતું. શક્તિહીન થએલી તે તરૂણી યુવકનાં દુઃખી અને ચિન્તાતુર મુખ સામું એક સરખી દૃષ્ટિથી જોઇ રહી હતી. તેમ યુવકની નજર પણ તેનાં શુષ્ક વદન ઉપરજ હતી. કેટલાક વખત પછી દુઃખમય સ્વરે તે તરૂણીએ ઉદ્દગાર કાઢ્યો.

" નાથ ! "

# ગોરક્ષણ

અથવા

# કૃષિજીવન.

અનંતદાસ રામદાસી ગોરક્ષણ કાર્યાલય સરદારગૃહ મુંબઈ નં ૨.
આ પત્ર ગયા ચૈત્ર માસથી પ્રગટ થઈ ચુક્યું છે. એમાં ગોરક્ષણ,
ખેતી, ઢોરોની ચાકરી અને તેમનું રોગ નિવારણ કેવી રીતે કરવું
ડેરી, કૃષિ વિષયની પેઢીઓ, ખાતરો વિગેરે ગોરક્ષણ
લોકોને ઉપયોગી કેવી રીતે થઇ પડે, જુદી જુદી
ગોરક્ષણ અને પાંજરાપોળની સંસ્થાની માહીતી
વિગેરે સંબંધમાં સારા લેખો પ્રસિદ્ધ થાય
છે. પત્ર ગુજરાતિ, હિંદી તથા
મરાઠી એ ત્રણ ભાષામાં
પ્રગટ થાય છે.

**ગોરક્ષણ કાર્યાલય**

**સરદાર ગૃહ—મુંબાઈ. ૨**

" શું છે વ્હાલી ! શું બોલ્યાં ! " પ્રેમાળ અને દુઃખિત સ્વરે યુવકે કહ્યું. અંતઃકરણના ગભરાટને દાબી તરૂણી બોલી " કાંઇ નહીં ! મને હવે એક પણ વાતની અપેક્ષા નથી ! પણ......"

" હેં ! વ્હાલી ! એવું શું બોલે છે ! "

" ત્યારે શું બોલું નાથ ! આ જગતમાં મારૂં જીવન હવે સમ્પૂર્ણ થયું ! વધુમાં વધુ હું એકાદ દિવસની તમારી સહચારીણી છું !

" વ્હાલી ! એવું અમંગળ બોલ નહીં ! મારી કરૂણ પ્રાર્થના-મારા અંતઃકરણથી નીકળેલો આર્તસ્વર તે દયાળુ પ્રભુ સાંભળ્યા શિવાય કદાપી રહેનાર નથી ! ખાત્રી છે કે તે મારા શ્રમનો બદલો આપશે-તને લાંબું આયુષ્ય આપશે ! "

" નાથ ? મૃત્યુવશ સ્થિતિમાં રહેલાં આપણાં માણસો આપણને છોડીને જનાર છે એવું તેના પર પ્રેમ કરનારાં માણસોને લાગે કે ? મનને ખોટું લગાડશો નહીં ! મને જે લાગે છે અને દેખાય છે તે કહું છું. ખરેખર હું હવે આ જગતમાં વધારે વખત રહેનાર નથી ! ત્વરિતજ તમારો અને મારો કાયમનો વિયોગ થનાર છે. "

" વ્હાલી ! એવું બોલ નહીં ! તારૂં આવું બોલવું સાંભળીને મારા કાળજામાં ઘા વાગે છે!"

" નાથ ! તમે ખોટું લગાડશો નહીં ! આ લોકમાં જ્યારે આટલી ન્હાની વયમાં સદાનો વિયોગ થયો !-અને ખરી સંસારિક સ્થિતિનો વધારે ઉપભોગ લેવાનો મળ્યો નહીં ત્યારે આપણે પરસ્પર નિર્મળ અને અચળ પ્રેમથી પરલોકમાં-જે લોકમાં દુઃખ ચિન્તા, કલેશ, જ્યાં લેશ પણ નથી. એવા પવિત્ર અને શ્રેષ્ટ લોકમાં આપણું અખંડ સમ્મીલન થયા શિવાય કદાપી રહેનાર નથી ! "

" વ્હાલી ! તે પરલોકની હકીકત કોણ જોવા ગયું છે ? એતો કવિની કલ્પના છે ! તે કલ્પના તું લેશપણ મનમાં લાવીશ નહીં. "

" અરે ! ! અરે !! " તરૂણીએ એકદમ ગભરાઇ જઇને ઉગાર કાઢ્યા —" આ શું નાથ ? "

" શું છે ? વ્હાલી ! "

" ત્યાં જુઓ ! ! દ્વારમાંથી દેખાતા આકાશના તારા તરફ હસ્ત નિર્દેષ કરી તરૂણી બોલી—તે જોઈ કે ? રોહીણી ! મારા તરફ જોઇને મને બોલાવે. છે ! "

" વ્હાલી ! એવું શું બોલે છે ? આકાશના તારાઓ કદી મનુષ્યથી બોલે કે ? નકામા એવા ભ્રમ મનમાં શા માટે લાવે છે ? "

" આ ભ્રમ નથી ! પણ ખરેખરો પ્રકાર છે ! તે જુઓ મને મોટે સાદે તેની પાસે બોલાવે છે ! નાથ ! હું જનાર !—મારે જવું જ જોઇએ ! તેની પાસે તે જુઓ, મારી..."

" નહીં, નહીં ! " રૂદ્ધ સ્વરે યુવકે કહ્યું !—"વ્હાલી ! એવું; અભદ્ર શા માટે બોલે છે ? તારૂં આવું બોલવું થવાથી મારા પંચપ્રાણ વ્યાકુળ થાય છે ! વ્હાલી !—"

" નાથ ! તે જુઓ ! " યુવકનાં બોલવા તરફ જરા પણ લક્ષ ન આપતાં તરૂણી બોલી "તે જુઓ રોહણી પાસે બેઠલી મારી માતુશ્રી, અને મારો રમણ ! કેવાં મને પોતાના તરફ બોલાવી રહ્યાં છે ? હું જવાની તેમની પાસે. મા; પુત્ર ! આવ્યાં ઓહ ! આવ્યાં ! નાથ ! જુઓ તેમના તરફ ! માતુશ્રી અને રમણ કેવાં હસતાં હસતાં આવે છે ? હું જવાની તેમની પાસે...! અરે

મા ! આ કોણ છે કાળ પુરૂષ ? અરે ! તેનું કેવું ભયંકર સ્વરૂપ છે ! અરે દૈવ ! હવે હું શું કરૂં ? નાથ ! તે મારા તરફ કેવો જોઇ રહયો છે ? શું કહે છે ? તું મને મારી માતુશ્રી અને મારા સુકુમાર બાલકની પાસે પહોંચાડીશ ? હેં ? એમ ? તું મને કંઇ કરીશ નહીને ? ઠીક ત્યારે તો હું આવું છું તારી સાથે."

ક્ષણોર્ધાંત તે તરૂણી શય્યા પરથી ઉઠીને નાસવા લાગી. યુવકે તેને બાથમાં પકડી પુનઃ શય્યા પર સુવાડી તો પુનઃ ઉઠીને નાસવાનોજ પ્રયત્ન કરવા લાગી. અને મુખે પણ એક સરખો લવારો કર્યાં કરતી હતી તેની સ્થિતિ જોઇ તેને ઉન્માદ ભ્રમ થયો હશે એમ યુવકે વિચાર્યું અને વૈદ્ય કનેથી આણેલું ઔષધ તેને પાવા લાગ્યો ! પરન્તુ કેટલોક વખત સુધી તો તેણે પીધુંજ નહી. તેના મુખથી એક સરખો લવારો ચાલુજ હતો અને તે શૈય્યાપર થી ઉઠીને નાસવાનો પ્રયત્ન પણ કરતી હતી. આવી સ્થિતિમાંજ થોડો વખત ગયો ધીમે ધીમે તેનો લવારો કમી થયો. અને ચલન હલન પણ મન્દ થયું. આથી તેનો ઉન્માદભ્રમ કમી થયો હશે એમ યુવકને લાગ્યું. અને તેને (યુવકને) કિંચિત્ સમાધાન પણ થયું.

આ તરૂણી અને યુવકનો પ્રેમપ્રસંગ થયા પછી તારૂણ્યના બહારમાં કેટલોક કાળ આ દમ્પતીએ ઘણાજ સુખાનંદમાં ગાળ્યો. બન્ને પતિપત્નીનો એક બીજા ઉપર એક નિષ્ટ અને અભેદ પ્રેમ હતો. આ તેમના શુદ્ધ પ્રેમનું ફળ પરમેશ્વરે ચાર વર્ષ પૂર્વે તેમને આપ્યું હતું તેમના અન્યોન્યનો દૃશ્ય પ્રેમ તેમનો સુકુમાર ગૌરવર્ણ બાલક, દિનપ્રતિદિન તેમના આનંદમાં વધારો કરતો હતો. તે બાલકની નયન મનોહર બાળલીલા જોઇ તેમને સ્વર્ગીય આનંદ તુચ્છ લાગતો હતો, પરન્તુ-પરન્તુ

શું ? નિષ્ઠુર કાળથી તેમનું આ સુખ જોઇ શકાયું નહીં ! તે દુષ્ટ કાળે તેમના પ્રેમની પ્રતિમા-તેમનું પ્રિય બાલક એક વર્ષ પૂર્વેંજ તેમની પાસેથી જબરજસ્તીસ્તીથી હરી લીધું હતું ! તે વખતનું તેમના દુઃખનું વર્ણુન કરવું અશક્ય છે. તેજ દિવસથી તરૂણીનું સુકુમાર અંગ કૃશ થતું ચાલ્યું અને થોડા દિવસમાં એક રોગે તેના શરીરમાં કાયમને વસવાટ કર્યો. મારી પ્રિયપત્ની રોગથી મુકત થઇ તન્દુરસ્ત થશે એમ સમજી, યુવકે પુંકળ મહેનત-કરી અનેક ઔષધોપચાર ક્યાં પરન્તુ વ્યર્થ. તેનાથી તેને લેશ પણ આરામ થયો નહીં. દિવસે દિવસે તે વધારે ક્ષીણુ થતી હતી. અસ્તુ.

તરૂણીને ઉન્માદ-ભ્રમ શાન્ત થયેલો જોઇ યુવકને સમાધાન થયું ખરૂં પરન્તુ થોડો વખત ગયો નહીં એટલે ધીમે ધીમે તેનુ શરીર શીતળ થવા લાગ્યું. અને તેના નિસ્તેજ ચ્હેરો ભીતિપ્રદ દેખાવા લાગ્યો. નેત્રો પણ તરી ગયા-મૃત્યુની સ્પષ્ટ છાયા તે ઠેકાણે દ્રષ્ટિ ગોચર થવા લાગી. તેની આ ભયંકર સ્થિતિ જોતાંજ યુવક ગભરાયો તેને કંઇ પણ સૂઝ ન પડવાથી તે મૂઢ જેવો ક્ષણ ક્ષણમાં પલટાતી તેની ભયંકર સ્થતિનું તે વ્યથિત હૃદયે અવલોકન કરવા લાગ્યો !-

આ વખતે નિશાદેવીએ અમલ સ્થાપિત કરવાની શરૂઆત કરી હતી. સૃષ્ટિએ પૂર્વનું સ્વરૂપ બદલી મનોહર રૂપ ધારણ કર્યું હતું. સર્વત્ર ગાંભીર્ય અને ચૈતન્ય દ્દષ્ટિગોચર થતાં હતાં. પૂર્વ ક્ષીતિપર ઉષાઃદેવીની ધ્વજા સ્પષ્ટપણે દશ્યમાન થતી હતી. તેના સ્વાગતાર્થે સર્વ જગત ઉત્સુક થઇ ઉત્કંઠાથી તેના આગમનની માર્ગ પ્રતીક્ષા કરતું હતું અને થોડો વખત જતાંજ પોતાના ઐશ્વર્યથી પૂર્ણ થએલી દેવી ઉષા સુન્દરી પૂર્વ ક્ષીતિજપર વિરાજમાન થઇ. સૃષ્ટિએ મોટા પ્રેમથી તેનું સ્વાગત કર્યું. સર્વત્ર આનંદ થઇ રહયો પણ આજ વખતે, આજ

સૃષ્ટિમાં આપણા તે યુવકની ઉષઃસુ-દરીનો અસ્ત થયો. યુવકની પ્રેમ દેવતા તેના પ્રાણની પ્રાણ—તેની અર્ધાંગના તેને આ મૃત્યુલોકમાં એકલોજ છોડી દિવ્યલોકમાં ચાલી ગઈ!

યુવકની સ્થિતિ ઘણીજ શોચનીય થઈ તેને તે દુઃખ અસહ્ય થઇ પડવાથી તે મોટેથી રૂદન કરવા લાગ્યો. શોકભારથી તેનું મસ્તક ભમી જવાથી થોડા વખતમાં તેને પ્રબળ મૂર્છા આવી અને ધબદઈને તેનું શરીર તે તરૂણીના અચેતન દેહપર—પ્રેતપર પડ્યું!

( ૨ )

પ્રાતઃકાળ થવાના સુમારે યુવકની મૂર્છા આપો આપ નષ્ટ થઇ તે શુદ્ધિ પર આવ્યો ત્યારેજ ખરો પ્રકાર તેના લક્ષમાં આવ્યો અને પુનઃ તે શોક કરવા લાગ્યો. તેણે ઘણો વખત સુધી શોક કર્યો અને પછી તે શોકમાંજ તેને ધીરે ધીરે નિન્દ્રા આવવા લાગી. થોડા વખત માંજ તે પૂર્ણ પણે નિન્દ્રાધીન થયો. નિન્દ્રામાંજ તેને એક સ્વપ્ન આવ્યુ. તે પોતાની મૃત્ત ભાર્યા માટે અત્યંત શોક કરતો હોવાથી પોતાની નજીક એક તેજઃપુંજ ભગવાં વસ્ત્ર પરિધાન કરેલ સંન્યાસી ઉભેલા અને તે પોતાની પ્રેમાળ વાણીથી યુવકના મનનું શાન્તવન કરતા હતા, એવો તે સ્વપ્નમાં દેખાવ દેખાવા લાગ્યો. પોતાના બન્ને હસ્ત આગળ લંબાવી ગંભીર પણ પ્રેમાળ સ્વરે સંન્યાસી તેને કહેવા લાગ્યાઃ—"પુત્ર! તું હવે કેટલો વખત શોક કર્યા કરીશ! શોક કરવાથી મનઃસંતાપ વૃદ્ધિ પામે છે અને તેનાથી મન કમ હૌવતવાન બને છે. પણ હું તને એમ પુછુંછું કે, તું જે આ શોક કરે છે તે કોના માટે? તારી પત્નીના દેહ માટે? કે તેના આત્મા માટે? આત્માનો જો શોક કરતો હઈશ તો તે મૃત્યુ પામ્યો નથી. આત્માને જરા, મૃત્યુ,

વ્યાધિ વીગેરે કંઇ પણ સ્પર્શ સુદ્ધાં કરી શકતાં નથી. જન્મ અને મૃત્યુ એનાથી આત્મા નિર્લેપ હોવાથી તે શાશ્વત છે. તેણે વિનાશી શરીરનો ત્યાગ કર્યો એટલે તે નષ્ટ થયો એમ સમજીશ નહીં! તે આત્મા તારામાં પણ વસવાટ કરી રહેલો છે. પત્નીનાં શરીર માટે જો તું શોક કરતો હોય તો તે વ્યર્થ છે, કારણ શરીર એ પંચ મહાભૂતાત્મક અને વિનાશી હોવાથી જ્યારે ત્યારે તેનો નાશતો થવાનોજ. તે મહા તત્વમાંજ તેનો વિલય થવાનો એ નક્કીજ. તે આત્મા જે ઠેકાણેનો હતો તે ઠેકાણે તે ચાલ્યો ગયો એટલે શોક કરવામાં શો માલ છે ? પુત્ર ! વિચાર કર, વિચાર કર ! નકામો એવો શોક કરી મનઃસંતાપ વધારીશ નહીં. શાન્તતાનો સ્વીકાર કરી અજરામર એવા પ્રભુને શરણ જા ! કોઈ પણ પુરૂષ પોતાની પત્નીપર જે પ્રેમ કરે છે તે તે પ્રેમ પત્ની સમજીને કરતો નથી પણ વસ્તુતઃ પત્નીને ઠેકાણે જે આત્મત્વ હોય છે તેના પર કરે છે અને તે પ્રમાણે તું પણ આજ સુધી કરતો આવ્યો છે. આત્મ બોલતો ચાલતો અવિનાશી છે. તે અવિનાશ આત્માએ વિનાશી શરીરનો ત્યાગ કર્યો એટલે તે બદલ શોક કરવો યોગ્ય નથી. આજ પર્યંત એવી કેટલીએ સ્ત્રીએ વિનાશી શરીરનો ત્યાગ કરેલો તેં જોયો હશે. તે બદલ તારાં નેત્રોમાંથી કદી પણ દુખાશ્રુ પડયાં હતાં કે ? કદી પણ તારૂં હૃદય શોકગ્રસ્ત થયું હતું કે ? નહીં ! તે કેમ નહીં ? તારૂં આત્મત્વ વ્યાપક નહીં તેથી. ત્યારે તેને વ્યાપક કરવાનો પ્રયત્ન કર !—આત્મત્વથી સમસ્ત વિશ્વને વ્યાપક કરવાનો પ્રયત્નકર એટલે તને દુઃખ લેશ માત્ર પણ સ્પર્શ કરી શકશે નહીં. અખંડ કલ્યાણજ થશે ! હું જાઉં છું"

અપૂર્ણ

# વિદ્યા અને વ્યવહાર.

જે પ્રજા વિદ્યામાં આગળ વધે છે અને વ્યવહારમાં ધંધો ઉદ્યોગ ઉત્સાહથી કરી શકે છે તે પ્રજા દુનીયામાં નામાંકિત નીવડે છે. વિદ્યામાં આગળ વધવું અને ધંધો ઉદ્યોગ ઉત્સાહથી કરવો એ બન્ને બાબત શરીરની તંદુરસ્તી પુરતું કૌવત અને મગજની શક્તિ એઓના પર આધાર રાખે છે.

તમારા ધ્યાનમાં હોવું જોઇએ કે પ્રખ્યાત **આતંકનિગ્રહ ગોળીઓ** કે જે આતંકનિગ્રહ ઔષધાલયમાં તૈયાર થતાં અનેક ઔષધ રત્નોમાં **એક અલૌકીક પ્રકાશ ધરાવતું ઉત્તમમાં ઉત્તમ ઔષધ** રત્ન છે. જેને વગર માંગણીએ અસંખ્ય ઉત્તમ સર્ટીફીકેટો મળ્યા છે અને મળતાં રહ્યાં છે, જે પોતાના ગુણોથી અમૃતની બરોબરી કરે છે અને મનુષ્યને મૃત્યુની છાયામાંથી બચાવી લે છે અને જેનો ફેલાવો દુનીયામાં બધા દેશોમાં તેના ઉત્તમ ચમત્કારને લઇને થઇ રહ્યો છે તે ગોળીઓ શરીરને રોગ અને નબળાઇથી છુટું કરી તંદુરસ્ત બનાવે છે. શરીરમાં પુરતુ કૌવત આપે છે અને મગજની શક્તિને મજબુત કરે છે.

## કિંમત—ગોળી ૩૨ની ડબી એકનો રૂપિયો ૧ એક

| સુરત એજન્ટ. | વઇદશાસ્ત્રી |
| --- | --- |
| રા. રા. ઉત્તમરામ ઉમેદરામ | મણિશંકર ગોવિંદજી |
| રેશમવાળા ઝાંપાબજાર | માલેક—આતંકનિગ્રહ ઔષધાલય |
| સુરત. | જામનગર—કાઠીયાવાડ |

---

આ પત્ર સુરત ખપાટીઆ ચકલા ઉપર આવેલા ખુ. અ. ના ધી સુરત "જૈન" એન્જીન પ્રીન્ટીંગ પ્રેસમા **પ્રભુશંકર નરભેરામ વ્યાસે** છાપ્યુ અને **ચંપકલાલ ગીરધરલાલ જરીવાલાએ** સુરત-બેગમપુરા. ખુલામોદીનીપોળમાં આવેલી "પુષ્પહાર" ઑફીસમાંથી પ્રગટ કર્યું.



બીજા વર્ષનો પહેલો અંક ઑગસ્ટ માસની ૨૫ મી તારીખે બહાર પડશે.

વાર્ષિક લવાજમ પોષ્ટેજ તથા ભેટના ઉત્તમ, દળદાર અને સચિત્ર પુસ્તક સાથે માત્ર રૂપીઆ ચાર છે.

ગુજરાતી ભાષા લખી વાંચી જાણનાર મનુષ્ય માત્રને એક સરખું ઉપયોગી છે.

દેશોન્નતિ, ધર્મોન્નતિ અને સમાજોન્નતિને લગતા બોધદાયક લેખો, રસિક વાર્તાઓ અને મન રંજન કાવ્યો ઉત્તમ ભાવ દર્શક ફોટો-ચિત્રો સાથે પ્રગટ થાય છે.

દરેક અંક દર અંગ્રેજી માસની આખરે બહાર પડતો રહેશે.

**ગ્રાહક ન થયા હોય તો તુરતથી થાઓ.**